

"દીલ્હી નરેશ"

# બીરબલ અને બાદશાહ

## ભાગ ૧ થી ૧૮



સંશોધન કરી છાપી પ્રસિદ્ધ કરનાર.
શાહ મંગળદાસ [illegible] બુકસેલર.
ગાંધીરોડ—અમદાવાદ



આવૃત્તિ ૮ મી. પ્રત ૪૨૫૦.
સને ૧૯૦૫ સંવત ૧૯૬૧.



મનોહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી
પાનકોરનાકા—અમદાવાદ

કીંમત રૂ. ૦-૮-૦



" દીલ્હી નરેશ "

# બીરબલ
અને
# બાદશાહ

## ભાગ ૧ થી ૧૮



સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર

**શાહ મંગળદાસ જોઇતારામ બુકસેલર.**

ગાંધીરોડ—અમદાવાદ



[illegible] મી. [illegible] ૧[illegible]૦.

[illegible] [illegible] [illegible] ૧ ૮૧.



ધી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી

પાનકોરનાકા - અમદાવાદ

**કીંમત રૂ. ૦—૮—૦**

# જાહેર ખબર.

## બુકસેલર મંગળદાસ જેઈતારામ શાહ.

**જનરલ મરચન્ટ એન્ડ પબ્લીશર. રીચીરોડ—અમદાવાદ.**

**ચતુર સુંદર** (ચોવીશ ભાગ) જેની અંદર રાસલીલા, દાણુ લીલા; લગ્નમાં ગવાતાં ગીતો અને જસમા ઓડણ તથા સાવીત્રીના ગરબાવાળું બસો ચાળીસ પાનાનું દળદાર પુસ્તક બહાર પડ્યું છે. કી૦ ૦-૧૨-૦

**સ્ત્રી ચરીત્રની વાર્તા**—સ્ત્રીઓનાં ચરીત્રો તેમજ તેમની બહાદુરી જાણવી હોય તો આજેજ મંગાવો. કી૦ ૦-૮-૦

**બીરબલ અને બાદશાહ**—(ભાગ ૧ થી ૧૮) અતી મનોરંજક તેમજ એક એકથી ચડે એવી ચમત્કારી વાર્તાનો મોટો જથ્થો બહાર પડ્યો છે. કી૦ ૦-૮-૦

**હોથલ પદમણી**—પતિવ્રતા સ્ત્રીઓ માટે વાંચવા લાયક પુસ્તક કી૦ ૦-૧૨-૦

**જસમા ઓડી**—બહાદુર સીદ્ધરાજના પંજામાં ફસાઈ છતાં જેને પોતાનુ શીયળ સાચવ્યું છે. કી૦ ૦-૫-૦

**નરસીમહેતા નોવેલ**—ભક્તી રસથી ભરપુર નોવેલ તઇયાર છે કી૦ ૦-૧૨-૦

**છેલ જશાર**—ઇતિહાસીક વાર્તા ખાસ વાંચવાલાયક કી૦ ૦-૮-૦

**કાનો કુંભાર**—હસવડી હસાવનાર તેમજ નીતી અને ભક્તિથી ભરપુર ચમત્કારી વાર્તા. કી૦ ૦-૮-૦

ભયંકર ભુતાવળીનો ગેબી ચમત્કાર ૦-૮-૦

તમામ જાતનાં પુસ્તકો કીફાયત ભાવે વેચનાર,

## બુકસેલર મંગળદાસ જેઈતારામ શાહ.

**જનરલ મરચન્ટ એન્ડ પબ્લીશર રીચીરોડ—અમદાવાદ.**

ૐ

શ્રી પરમાત્મને નમઃ

શાહાણુપતના સાગર અને હાસ્યના હોજરૂપ.

# બાદશાહ અને બીરબલની અપૂર્વ ગમ્મત આપનારી વાર્તાઓ.

( લખનાર-પુરોહિત-પૂર્ણચન્દ્ર-રાજગોર. )

## ઉક્ત નરરત્નોનાં સંક્ષિપ્ત જીવન વૃતાન્ત.

પ્રિય પ્રવિણ પાઠકો ! જેવી રીતે મોગલવંશ માંહી શ્રીમાન શહેનશાહ અકબરનું જીવનચરિત્ર પુસ્તકારૂઢ થયેલ છે. તેવી રીતે સુજ્ઞશીરોમણી વીરનર બીરબલનું જીવનચરિત્ર પુસ્તકારૂઢ થયેલ નથી અર્થાત્ વીરમણી બીરબલનું મુખ્ય નામ શું હતું, તેમનો જન્મ ક્યાં ક્યા વર્ષમાં, કઇ જ્ઞાતિમાં, અને કોને ત્યાં થયો હતો ! તથા કોની સમીપ વસી ઉચ્ચ કેળવણી લીધી હતી અને ક્યા સંજોગ વશાત્ દિલ્લી પતી અકબરશાહના દરબારમાં ઉચ્ચપદાધિકારી થવા ભાગ્યશાળી થયો હતો ? વગેરે વગેરે હકીકતોનો પત્તો યથાસ્થિતી પ્રકાર કોઇપણ ઇતીહાસાદિથી પ્રાપ્ત થતો નથી. અદ્યાપી પર્યંત જે કંઈ એમના વિશે લેખ બહાર પડેલ છે તે માત્ર દંતકથાનુંસારજ છે હા એટલુંજ તો નિઃસંશય છે કે બીરબલ કોઇપણ બ્રાહ્મણ અને આર્યધર્મનો ચુસ્ત હીમાયતી હતો. તેમજ વિક્રમ સંવત ૧૬૨૬ માં પ્રતાપી શહાનશાહ જલાલુદીન મહમદ શેખ ઉલ અકબરના દરબારમાં દાખલ થયો હતો એમ અકબરના નામાથી પણ સાબીત

થાય છે. ( અકબર ચરિત્રમાં ઈ.સ. ૧૫૭૪ માં દાખલ થયું બતાવેછે ) બીરબલ મલ્લદીપણાનું, હીંદી, ફારસી, અરબી તથા સંસ્કૃત ભાષાનું તથા છટાદાર મનહર કવિતા રચવાનું પુર્ણજ્ઞાન ધરાવનાર હતો. એટલુંજ નહિ, પણ બીરબલ હાજરજવાબી, વીનોદી અને વીરશીરોમણી હતો. બીરબલ વિ. સં. ૧૬૪૨ ના ફાગણ શુદ ૨ ને વાર ગુરૂને રોજ અફઘાનીસ્તાનમાં રોશનીઆ અને યુસુફજાઇ પઠાણો સાથેના યુદ્ધમાં અસીમ વીરત્વ દર્શાવી રમરાંગણમાં વીરનરોના શબની શય્યા કરી ચિરકાળ નિંદ્રાને સ્વાધીન થયો હતો. અફશોસ નામ તેનો નાશજ છે !

વ્હાલા વાંચકવૃંદ ! યવન કુળ મહાન નરરત્ન અકબરશાહનું જીવનચરિત્ર તો વિશ્વવિખ્યાત છે અર્થાત એમનો (જન્મ) સીંધમાં નગરકોટમાં રાજા રાણાપ્રસાદ ને ત્યાં રાજપરોણા તરીકે રહેતા હતા ત્યાં હીજરી સન ૯૪૯ ના રજબ માસની તા. ૫ મી રવી વાર ઇ. સ. ૧૫૪૨ ના અકટોમબરની તા. ૧૫ અને સંવત ૧૫-૯૮માં અકબરનો જન્મ થયો હતો. પિતાનું નામ શાહાનશાહ હુમાયુ અને માનુ નામ મરીયમ મકાની ( કે હમીદા, ) હતું અકબરનું વય તેર વર્ષ ને ચાર માસનું થયું અને પીતાનું અકાળ મરણ થયું એથી લઘુવયમાંજ રાજ્યની લગામ હાથ કરી છેક સંવત ૧૬૦૫ લગી. (૫૦ વર્ષ રાજપદ ભોગવી) દીલ્હીના રાજ સિંહાસનને દીપાવ્યું હતું,

અકબરશાહ ગુણીજનોનો પોશીંદો, દયાળુ ગુણગ્રાહી, અદલ ઇન્સાફી. નિષ્પક્ષપાતી, પ્રજાપ્રીય, કવી પંડીતોનો સંવાદ, શ્રવણ કરવા શોખી, મીલનસાર, રંકરાવપર સમાન માયા બતાવનાર અને તત્વજ્ઞાની ઇત્યાદી ઇત્યાદી મહાન ગુણોધારક હતો એટલુંજ નહી પણ શુરવીર, ધીર-દાનવીર-કદરદાન ઉદ્યોગી હોવાથી અલ્લાવધિ

પર્યંત પાશ્ચિમાત્યા પ્રદેશમાં પણ જેના નામની ખ્યાતિ વિસ્તરી રહેલ છે એ કંઇ ઓછા આનંદની વાર્તા નથી ! ધન્ય છે એવા અદલ ઇન્સાફી પ્રજાપ્રીય નરવરોને ! !

વીવેકી વાંચનાર ! એ મહાન પ્રતાપી શહેનસાહના અને બીરબલ વચ્ચે વખતો વખત જે ગમ્મત સાથે જ્ઞાન આપનારી વીનોદી વાર્તાઓ થતી હતી. તે પૈકી કેટલીક વાર્તાઓનો અત્ર સંગ્રહ કરી આપ સમક્ષ રજુ કરેલ છે; તેનું અવલોકન કરી-તેનો સાર ગ્રહણ કરી આપ પણ હાજર જવાબી અને સભાપ્રીય થાઓ એજ મારો મુખ્ય ઉદ્દેશ છે, માટે આ લેખતરફ જરા લક્ષ આપો

## વાર્તા પહેલી.

### " જે જગતનિયંતા નથી કરી શકતો તે હું કરી શકું છું ! "

એક દીવસ અકબર બાદશાહ હંમેશાના નીયમ કરતાં વહેલા દરબારમાં પધાર્યા હતા, તેનું કારણ એ હતું કે તે સમય કંઇ શહેનશાહના મનમંદીરમાં રાજ્યમદ પ્રકટ થયેલું હતું અને એ થીજ જે જે સભાસદો સભામાં આવતા હતા તે તે સભાસદોને ગર્વસહીત પ્રશ્ન કરવામાં આવતો હતો કે-"જે જગતનીયંતા પ-રમેશ્વર નથી કરી શકતો તે હું કરી શકું છું." અર્થાત પરમેશ્વર કરતાં પણ મારામાં વીશેશ સામર્થ્યતા છે. એવો ભાવાર્થ દર્શાવનારો સવાલ કરવામાં આવતો હતો. પરંતુ પરમેશ્વર કરતાં વીશેષ સામર્થ્યના કયા પ્રકારની છે. તે સંબંધી કોઇ પણ પૃચ્છા નહી કરી શકયો તેનું કારણ અન્ય ન હતું પણ એજ હતું કે જો તે એમ કહે કે આપ નામદાર જે કહો છો તે સત્ય છે, તો

તેનું સત્ય કારણ બાદશાહ પુછયા વગર રહે તેમ ન હતું એટલે પરમેશ્વર કરતાં બાદશાહ વધારે શકતીમાન છે એ પ્રમાણસહ સમીત કરવાને દાખલ દલીલો રજુ કરવા અસંભવીત હતાં અને જો આપ નામદાર ફરમાવો છો તે અયોગ્ય છે, તો શાહેનશાહ. ખફા થાય. આમ બન્ને પ્રકારે સુડીમાં સપડાયેલી શોપારીની પેઠે સંયોગ બન્યો હતો, એથી સર્વ નીરત્તર થઇ નિરાસને સ્થીત થતા હતા. કેટલોક વખત વિત્યા પછી જ્યારે રાજા બીરબલનું આગમન થતું ત્યારે પણ શાહે પુર્વવત પ્રશ્ન કર્યો. એટલે તેનો ભાવાર્થ વીચારી જે પ્રકારથી પાદશાહનો ગર્વ લય થાય અને ગુસ્સો પ્રગટ થવાને બદલે આનંદ સંતોશ અને સંકોચ પ્રગટ થાય એવા યોગ્ય શબ્દોથી ઉત્તર આપ્યો કે—ભુપાલ ચુડામણી! જે આપ ફરમાવો છો તે સત્યજ છે! "બાદશાહે પુછયું" તેનું કારણ કહો?" બીરબલે કહ્યું જી જહાંપનાહ! જો આપકોઇ મનુષ્યપર ગુસ્સે થઇ જાઓ તો તેને દેશનિકાલની સજા કરી શકો છો, પણ પરમેશ્વર દેશનીકાલની સજા કરવા શકતીમાન નથી, કેમકે સર્વ સૃષ્ટીમાત્રને રચનાર પરમેશ્વર એકજ છે તે જો કદી કોઇ મનુષ્યપર રૂષ્ટમાન થાય તો તેને દેશપાર કરી શકતો નથી—મતલબ એ કે સૃષ્ટીમાત્રનો ધણી પરમેશ્વરજ છે તો પછી દરેક સ્થળે પોતાનીજ સત્તા હોવાથી દોષીતને હદપાર કયાં કરવો? એથીએ કામ પરમેશ્વરથી થતું નથી; પણ આપ નામદાર એ કામ કરી શકો છો માટે જે કામ પરમેશ્વર ન કરી શકે તે કામ આપ કરી શકો છો એ વાત સત્ય છે." આવો ઉત્તર સાંભળી બાદશાહ ગર્વ રહિત બની બીરબલના વચનને વધાવી લીધું અને સ્નેહ પુર્વક સભાસદો સન્મુખ બીરબલ પ્રત્યે કહ્યું કે—ધન્ય છે મારા શુભેચ્છક

મીત્ર ! તમોએ પોતાને હાની થવાનો ડર નહી રાખતા વ્યક્ય-નીપુર્વક મને જે ટકોર કરી સર્વ શકિતમાન પરમેશ્વરની અગાધ શકિત મારા હૃદયમાં સ્થાપીત કરી મારા ગર્વને નિર્મુળ કરવા યુકિત યુકત વચન કહ્યું, એથી પરમાત્મા તરફ મારી દૃઢ પ્રીતી ભકિત અને વિશ્વાસ પેદા થયા, એ માટે ખચીત આભારી છું. રાજસેવકો કે મંત્રીઓ માત્ર રાજેન્દ્રની પ્રિતીકૃપા મેળવવા હાજી હા કરે તેઓને વાસ્તવીક વિચારતા હીતશત્રુઓ સમજવા; કેમકે જે વાત માટે ચાંપીને યોગ્ય શબ્દો કહેવા ઘટીત હોય છતાં અ-કૃપા થવાના ભયથી કહે નહી તો તેથી પરીણામે રાજ્યને મોટો ધક્કો હાની પહોચે છે. પરન્તુ તમોએ તો પોતાની ઉત્તમ ફરજ અદા કરી મારા પૂર્ણ કૃપાપાત્ર થવાનો હક મેળવ્યો છે અને પર-મેશ્વર પાસે હું સદૈવ માગણી કરતો રહીશ કે મારા નિરંતર ઉત્કર્ષ ચાહક રાજા સાહેબના અંતઃકરણમા આવાજ ઉત્તમ વિ-ચારણાઓની પ્રેરણા ઉદ્ભવ કરજો તમારા વચનમાં ઉપરથી મને સારૂ લાગે તેવો ભાવ છે કે પરમેશ્વર હદપારની સજા કરી શકતો નથી, પણ તમો કરી શકો છો પરંતુ એ વચનનો અંદર સપ્ત ચાનકદાર ફટકો છે કે તમે કરી શકો તે પરમેશ્વર કરી શકતો નથી, કેમકે તમો માત્ર હિન્દુસ્તાનના થોડા ભાગ પર સત્તા ધરાવો છો જેથી હદપાર કરી શકો પણ પરમેશ્વર તો અખીલ વિશ્વનો પતિ છે જેથી હદપારનો શીક્ષા કરવા શકિતવાન નથી, એમ કહી મારી તુચ્છતા અને પરમાત્માની મહત્તા પ્રદર્શીત કરી તદપી મેં તેનો સત્યાર્થ ગ્રહણ કરી તમારા હીતકારી વચનને વધાવી લીધેલ છે. પ્રિય ! મારા માટે નીરંતર આવીજ કાળજી ધરાવશો એવી મારી ભલામણ છે !” આ પ્રમાણે બાદશાહનું બોલવું સાંભળી

સર્વ સભાસદો આશ્ચર્ય પામ્યા અને બીરબલ અદબયુકત કુરનશ બજાવી પોતાને આસને બેઠો.

સાર—(૧) જે ખુશામતિયા સ્વાર્થ સાધક નોકર, ચાકરને મીત્રો પોતાના ઉપરી કે મીત્રને રાજી રાખવા જે કહે તેમાં હાજી હા કહી પોતાનો સ્વાર્થ સાધવાજ મથન કર્યા કરે છે; પણ યથાર્થ ઉત્તર કે સલાહ આપી પરીણામે હીત થાય તેવા ઉપાયો આદરી પોતે યશભ જન થતા નથી તેઓને ધીક્કાર છે. (૨) જે માલીકો કે મીત્રો હીતસ્વીના સત્ય વચનો શ્રવણ કરી તેનુ તત્વ ગ્રહણ ન કરતા પ્રેમ દર્શાવવાને બદલે ઉલટો ગુસ્સો બતાવી અનાદર કરે છે તેઓનું પરીણામે અનીષ્ટ થાય છે અને જે હીત વચનોને વધાવી લે છે તેનો સદૈવ વિજય થાય છે.

## વાર્તા બીજી.

### " તકદીર મોટી કે તદબીર ?"

એમ સમય અકબરશાહે રાજા સાહેબ બીરબલને પુછ્યું કે રાજા સાહેબ, તકદીર ( પ્રારબ્ધ ) બડી છે કે તદબીર મોટી છે ?" બીરબલે ઉત્તર આપ્યો કે " આલમ પનાહ! તદબીર (ઉદ્યોગ) કરતાં તકદીર બડી છે; કેમકે તકદીર યારી આપે તોજ તદબીર સફળ થાય છે, નહી ચાહે તેટલો શ્રમ ( મહેનત ) પણ પુન્ય વિના નર કોડી ન પામે માટેજ તદબીર નહી પણ તકદીર બળવાન છે " આવું બીરબલનું બોલવું સાંભળી બાદશાહે કહ્યું રાજા સાહેબ ! તેની સાબીતી આપો તો સત્ય મનાય. બીરબલે કહ્યુ આ વાતનો વનો કાલે જવાબ દઇશ. "

જ્યારે બીજો દીવસ થયો ત્યારે અકબરશાહ અને બીરબલ બંને

જણુ જંગલ ફરવા માટે ગયા ત્યાં કોઇ એક ગીરીની ગુફામાં પલાંઠી વાળીને બન્ને બેસી ગયા. જ્યાં બેઠે બેઠે મધ્યાન્હ વીતી ગયો, ત્યારે બાદશાહ ભૂખથી પીડવા લાગ્યો અને વિચાર્યું કે— "અહિંથી ઉઠીને જો કયાંક પણ જઇને કંઇક ખોરાકની વસ્તુ શોધીશ તો ભૂખ ભાગશે. બીરબલ તો ભાગ્યને ભરોસે ભલે ભૂખે મરે, પણ હું તો ભાગ્યને ભરોસે ન રહેતાં ઉદ્યમ કરીશ જેથી લાભ હાથ લાગશે. રાજર્ષિ ભર્તૃહરીએ પણ કહ્યું છે કે આલસ્યજ મનુષ્યોના શરીરમાં રહેલો મોટો શત્રુ છે; ઉદ્યોગ જેવો કોઇપણ બંધુ નથી માટે ઉદ્યમ કરનાર પુરૂષ કદી દુઃખી થતો નથી તેમજ અન્ય નીતીવેતાઓએ પણ કહ્યું છે કે ઉદ્યોગી પુરૂષ રૂપ સિંહનેજ લક્ષ્મી પ્રાપ્ત થાયછે. લક્ષ્મી પ્રાપ્ત થવામાં દૈવભાગ્ય પ્રધાન છે. એમ કહેનાર કુત્સીત પુરૂષો સમજવા. માટે દઇવનો (ભરોસો) તજી દઇ પોતાની શકતી વડે પુરૂષાર્થ કરવો પછી મેહેનત કર્યા છતાં પણ કાર્ય સીદ્ધ ન થાય તો તો તેમાં શું દોષ? ઉદ્યમ વડેજ કાર્યની સીદ્ધી થાય છે. મનોરથ કર્યાથી સીદ્ધી થતી નથી. જેમકે સુતેલો સિંહ હોય તેના મુખમાં કંઇ આવીને મૃગો પશુઓ પેશી જતા નથી. તે તો પોતે ઉઠીને શીકાર કરે તો જ ભક્ષ મળે છે. જે ભાગ્યમાં હશે તે થશે એમ ધારીને પોતાનો ઉદ્યમ છોડી દેવો નહીં, જેમકે ઉદ્યમ કર્યા સીવાય તલમાં તેલ છે છતાં પણ હાથ લાગતું નથી. તે પણ ઘાણીમાં ઘાલીને પીલીએ તો તેલ નીકળે છે, પણ એમને એમ તેલ નીકળતું નથી. તેમ ઉદ્યમ કર્યા સીવાય કાર્ય સીદ્ધી પણ થતી નથી.

આવા નીશ્ચયપર આવી તરત જંગલમાં આમથી તેમ ફરવા માંડયું એટલામાં સંયોગવશથી પકવાન ભરેલું ડોગલું મળી આવ્યું,

એથી મન સાથે વિચાર કરવા લાગ્યો કે-" તદબીર બડી ચીજ છે ! જો હું બીરબલની પેઠે ભાગ્યપર આધાર રાખી ગુફામાં જ બેસી રહ્યો હોત તો આવી મીઠાઈ ક્યાંથી હાથ લાગત. આહા! ઉદ્યમ એજ ચિંતામણી છે ! !

એમ મલકાતો જ્યાં બીરબલ બેઠો છે ત્યાં ગયો અને બન્ને જણે પકવાન આરોગી ક્ષુધાને શાંત કરી. તે પછી બાદશાહે કહ્યું કે " કેમ કવીરાજ ! તદબીર કેવી બડી ચીજ છે ? કે જેનાથી ભૂખ ભાગી; પણ જો ભાગ્યપર ભરોસો રાખી બેસી રહ્યા હોત તો ભૂખ્યે પ્રાણ જતો રહેત માટે ઉદ્યમ એજ અગ્રગણ્ય છે ?"

બાદશાહનું આવું બોલવું સાંભળી બીરબલે કહ્યું-" નામદાર ! આપે તો ઉદ્યમ કર્યો હતો, પણ મેં શું ઉદ્યમ કર્યો હતો કે મને વગર મહેનતે ફળ મળ્યું ? માટે તદબીર કરતાં તકદીર બડીછે કે આપ જેવા શોધખોળ કરી મારા સરખાને મુકામપર બેઠા મિઠાઇ ખવરાવી આનંદ આપે છે. માટેજ કહું છું કે તદબીર કરતાં તકદીર બડી છે અને એનું પ્રત્યક્ષ પ્રમાણ આપ સમક્ષજ રજુ છે; છતાં હજુ તદબીરનાં વખાણ કરો છો. એ ખચિત આશ્ચર્યજનક પ્રકાર છે. " આ પ્રમાણે બીરબલનું બોલવું સાંભળી બાદશાહ ખુશ થઇ ગયા.

**સાર**—(૧) મનુષ્ય માત્રને ઉદ્યોગજ સકળ સિદ્ધિદાતા છે. ઉદ્યોગવડેજ ભાગ્ય ખીલે છે. હાથમાં રહેલો પંખો પણ હલાવ્યા વિના સુંદર પવનનો આનંદ આપતો નથી. ભાણામાં પીરસાએલું ભોજન પણ હાથથી મુખમાં દાખલ કરી ચાવી ઉતાર્યાવિના ભૂખ ભાગી શકતું નથી, અને મધુરાંવાજીંત્રો મુખ આગળ મેલેલ છતાં હાથના સ્પર્શ વિના મનને આનંદ આપતા નથી, માટે ઉદ્યોગજ

પ્રાધાન્ય છે. (૨) ઉદ્યોગને નિંદનારા પુરૂષો તો કથે છે કે—
પ્રયાસનું નહિરે પ્રમાણ, સુખ હરિ આપ્યું આવે. પ્રયાસનું.

અતિ પ્રયાસ પયોવ્રત કીતી, કશું સર્યું નહી કામ:
શનરૂ મીત્ર થયા મઘવાને, વસ્યા દાસ થઈ ધામ. સુખ હરી. ૧
અતી પ્રયાસ બળી ઇંદ્રાસન, રહેજે આપ્યું સુખ ધામ;
હજુ હનુમંત ભમે ભુતલમાં, ગુણીકા ગઇ મહાધામ. સુખહરી. ૨
કીડી કણ સંચે બહુ કષ્ટે, તેતરને ઉપયોગ.
મુષક કરે શ્રમ મિથ્યા મંદીર કરી મરે કરે અહીભોગ. સુખહરી. ૩
સુધા માટે શ્રમ કર્યો પણ તે પામુ હરી સુર.
રહેજે મુક્તિ હરી આપે અસુરને યોગી દમે દેહપર. સુખ હરી. ૪
માટે સદા સ્વતંત્ર દયાનો પ્રીતમ, કહેતાં બની આવે ન કાંઇ;
કલાડી કલ્પના રાખે તેમ રહીયે, ભજી લ્યો જગત ગુસાઇ. સુખ હરી. ૫

---

## વાર્તા ત્રીજી.

### "સત્ય અને જુઠમાં શું અંતર છે?"

એક સમય અકબરશાહે બીરબલને પુછયું કે-"કવીરાય સાચામાં અને જુઠામાં શો તફાવત છે? બીરબલે જવાબમાં જણાવ્યું કે-"ગરીબ પરવર! આંખ અને કાનના વચમાં જેટલું અંતર છે તેટલુંજ અંતર સત્ય અને જુઠામાં છે" બાદશાહે પુછયું "એ કેવી રીતે છે તે સ્પષ્ટપણે સમજાવો." બીરબલે કહ્યું—"ધર્માવતાર જે કાનેથી તે જુઠું અને નજરેથી તપાસી જોયું તે સત્ય હોય છે: માટે આંખ અને કાનના અંતર સમાન સત્ય અને જુઠમાં અંતર છે."

આ પ્રમાણે બીરબલનું પ્રમાણુસહ બોલવું સાંભળી બાદશાહ બહુ આનંદિત થયો.

**સાર**—જે વાત કાનેથી સાંભળી તે ઘણી વખતે ખોટી જ પડે છે, પણ જે વાત નજરેથી તપાસી ખાત્રીબંધ જણાઈ હોય તે બહુધા સાચીજ પડે છે; પણ માત્ર ઉપલકીઆ તપાસ પર આધાર ન રાખતાં જરા ઉંડા ઉતરવાની જરૂર છે નહિ તો વખતે લાભને બદલે હાનિ થાય છે. માટે પૂરતા તપાસની નજરે તદન કામ કરવું.

## વાર્તા ચોથી.

### "સત્ય મિત્ર એજ સાચો પારસમણિ છે!"

એક સમય ઇરાનના બાદશાહે અકબરશાહને પૂછ્યું કે—"શું આપની પાસે પારસમણિ છે? અકબરશાહે બીરબલનો હાથ પકડી કહ્યું કે—"વીરમણિ! આ મારી પાસે પારસમણિ છે? જેમ પારસમણિના સ્પર્શથી લોઢા જેવી તદન સસ્તી ધાતુ પણ સુવર્ણ બની જાય છે તેમ આ બીરબલ રૂપ પારસમણિના સમાગમથી મુર્ખ પણ સુજ્ઞશિરોમણી બની રાજેંદ્રના કંઠમણી બને છે.

આ પ્રમાણે અકબરશાહનું બોલવું સાંભળી ઇરાનના શહાનશાહ બહુજ પ્રસન્ન થયા.

**સાર**—ઉદ્યમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને ધનથી મહાન્ માન મળે છે, પણ સંસારમાં સદમિત્રરૂપી પારસમણિ મહા મુશિબતે પણ પ્રાપ્ત થતો નથી–પ્રવીણ સાગરના કર્તા કવિ મહેરામણજીએ પણ કહ્યું છે કે—

> માત તાત સુત ભ્રાત, પ્રીયા સબહી મીલીહે રહેલ;
> **સત્ય મિત્ર સંસારમેં, મિલના મુશ્કેલ."**

# વાર્તા પાંચમી.

## "વિશ્વમાં વાચક ચાતુરી એજ મહાન વશિકરણ છે !"

એક સમય અકબર બાદશાહે એક દોલત નામના અમલદારનો કંઈ વાંક પડવાથી ક્રોધિત થઈને તેને દરબારમાંથી દુર રહેવા હુકમ કર્યો. આ હુકમ સાંભળી દોલત રાજા સાહેબ બીરબલની પાસે જઈ પોતાનાપર બાદશાહની થયેલી ખતરાજી સંબંધીની બીના જાહેર કરી અને એમ પણ અરજ કરી કે-" મારૂં પુનઃ દરબાર આવવું કાયમ રહે તેવી કંઇ કૃપા થાય તો મોટો આભાર થાય.' વગેરે વગેરે આજીજી ભર્યાં વચનો સાંભળી દયાળુ બીરબલે એક યુક્તિ બતાવી કે-" માત્ર જે હું કહું તેટલાજ શબ્દો ફરી એકવાર શાહાનશાહ હજુર જઈ કહો કે જેથી ઇશ્વર કરશે તો તમારી ધારેલી ધારણા પાર પડશે." એમ કહી યુક્તિભર્યા શબ્દોનો પાઠ પઢાવ્યો. અને તેણે પણ તેમના કથન મુજબ દરબારમાં જઇ અકબરશાહની હજુર કહ્યું કે-" મુલ્ક મુબારીમ! દોલત દરબારમાં ફરીને એકવાર હાજર થયેલ છે માટે ફરમાવો. રહે કે જાય."

આવું યુક્તિ યુકત બોલવુ સાંભળી બાદશાહનો ગુસ્સો ઉતરી ગયો; કેમકે તેના વચનમાં એ ચમત્કૃતિ હતી કે દોલતને આપે દરબારમાંથી જવાનું કહ્યું હતું છતાં ફરી એકવાર દરબારમાં દોલત હાજર છે માટે ફરમાવો હવે દરબારમાં દોલત રહે કે જાય? આવું સાંભળતાંજ બાદશાહે હુકમ કર્યો—" મારા દરબારમાં દોલત સદા કાયમ રહ્યા કરે." આવો હુકમ સાંભળતાં દોલત મહા હર્ષવંત થયો અને પૂર્વની પેઠે પોતાના હોદ્દાપર કાયમ થઇ મોજ મજાહ કરવા લાગ્યો.

**સાર**—જગતમાં મરણ-મોહન-વશીકરણ, ઉચ્ચાટને વિ-

ત્રોટકાદિ જે જે તાત્કાલિક સિદ્ધિદાતા મંત્રો છે તે ખરી રીતે તપાસતાં વચનમાંજ વસી રહેલાં છે. જુઓ કે કાગડો કોનું ધન હરી લે છે અને કોયલ કોને ધન દઇ દે છે! કંઇજ નહિ માત્ર એક જીભની કડવાસ મિઠાસને લીધેજ અળખામણા કે વ્હાલા થઇએ છીએ. કહ્યું છે કે—

“બાત બાત સબ એક હૈ, બતલાવનમેં ફેર;
એક પવન બાદલ મીલે, એક હી દેત બિખેર. ૧
જીવ્યામેં અમૃત બસે, વિષભી ઉનકે પાસ;
એક બોલસે લાખ લ્યે, એક લાખ વિનાશ. ૨

માટે જો જગતમાં મનોવાંછિત પૂર્ણ કરવા ઇચ્છતા હોઇયે તો જે સમય પર જેવું બોલવું યોગ્ય હોય તે સમય પર તેવુંજ બોલવું કે જેથી સ્વાર્થ સિદ્ધ થાય.”

---

## વાર્તા છઠ્ઠી.

### “સંસારમાં આંધળાં મનુષ્ય અધિક છે કે દેખતાં?”

એક સમય અકબર બાદશાહે બીરબલ પ્રત્યે પૂછ્યું કે—“રાજા સાહેબ! આ સંસારમાં વસનારા મનુષ્યો પૈકી આંધળાં મનુષ્યો વિશેષ હશે કે દેખતાં?” બીરબલે કહ્યું—“જહાંપનાહ? મારી સમજ પ્રમાણે તો દેખતાં કરતાં આંધળા મનુષ્યો અધિક છે.”

જો કે આ પ્રમાણે બીરબલે કહ્યું, પણ બાદશાહના મનમાં એ વાત પ્રતીતલાયક જણાઈ નહિ. એથી બીરબલે ફરીથી અરજ કરી કે—“નામદાર! અત્યારે જો કે આ વાત આપના માનવામાં નહિ આવતી હશે; પરન્તુ હું થોડાજ સમયમાં એ વિષેની ખાત્રી કરી આપીશ.”

તદનંતર કેટલાક દિવસો વિત્યા પછી એક દિવસ બીરબલ ચાંદની ચોકમાં એક દફતર સહિત કારકુનને સાથે લઇ બેઠો અને એક ફાટેલું જોડું સાંધવું શરૂ કર્યું. આ અજાયબ જેવો બનાવ નિહાળવા હજારો લોકો ત્યાં થઇ પસાર થવા લાગ્યા અને જે કોઇ આવતા તે પૂછતા કે–“ કેમ બીરબલ સાહેબ? આજે આપ આ શું કરો છો?” એમ જેઓ પૂછતા તેઓનું નામ પેલો કારકુન આંધળાઓની પંકિતમાં દાખલ કરતો હતો; કેમકે જોડું સાંધે છે એમ જોયા છતાં પણ ‘શું કરો છો’ એમ પૂછતા હતા. જેથી એ દેખતા છતાં આંધળા હોવાથી આંધળાઓના લિષ્ટમાં તેઓનાં નામો લખાતાં હતાં. અને જે આવીને પૂછતા કે–“ શું સાહેબ! આજે તો જોડું સાંધવા માંડયું છે કે?” એવાઓનાં નામો દેખતાઓનાં લિષ્ટમાં લખાતા હતાં.

આ પ્રમાણે ગમ્મત ચાલતાં ચાલતાં સાંઝ સમય ખુદ બાદશાહ સાહેબની સ્વારી પણ ત્યાં આવી અને તેમને પણ પૂછયું કે–“ બીરબલ શું કરી રહ્યા છો?” બીરબલે ઉત્તર આપ્યો કે–“ નામવર! એજ કર્યા અને જોયાં કરૂં છું કે આ સંસારમાં આંધળા કેટલા અને દેખતા કેટલા છે?” બીરબલનું આ પ્રમાણે બોલવું સાંભળી બાદશાહની સ્વારી તો આગળ ચાલી ગઇ. સંધ્યા સમય થવા આવ્યો અને જ્યારે લિષ્ટમાં લખાયલાં નામનો હિસાબ ગણતાં આંધળા વિશેષ જણાયાં ત્યારે બીરબલ પોતાના મુકામ તરફ રવાના થઇ ગયા.

બીજે દિવસે શહાનશાહે ગયા દિવસની હકીકત પૂછી એટલે બીરબલે ગયા દિવસે થયેલી નોંધ રજુ કરી અને તપાસી જોયું તો આંધળાઓની પંકિતમાં ખુદ પોતાનું નામ પણ મોજુદ હતું.

એ જોઇ તેનું કારણ પૂછ્યું તો તેણે અરજ કરી કે–" ખુદાવિંદ! તમામ આવનારા નજરેથી જોતા હતા કે હું જોડું શાંધતો હતો છતાં આંધળા પેઠે પુછતા હતા કે 'શું કરો છો?' તો પછી એવાઓને આંખ છતાં પણ આંધળા કેમ ન ગણવા જોઇએ? બેઅદબી માફ કરશો પણ આપ નામદારે પણ એજ પ્રમાણે પુછયું હતું, જેથી આંધળાની ગણનામાં ગણાયા છો. આ પ્રશ્ન સાંભળી શાહ ચુપ થઇ ગયો, અને બીરબલની બુધ્ધિની તારીફ કરવા લાગ્યો.

**સાર**—વાર્તાનો સાર બુધ્ધિની તારીફ માટે ખુલ્લોજ છે.

---

## વાર્તા સાતમી.

### ફાંસીને બદલે માન.

દુરિજન દાગ લગાડવા, કાર્ય કરે પ્રતિકુળ;
પણ ભગવાન પાધરો, મહાજન પણ અનુકુળ.

દીલ્લી શહેરમાં એક હીરાચંદ નામનો દાંભિક શેઠ અને બાજાનું અકલ્યાણ કરનાર માણુસ રહેતો હતો. તેની સાથે તેનો માધુ નામનો એક મહા પાપી મિત્ર રહેતો હતો. તેના તે પાપી મિત્રના પાપની શીક્ષા તેને વધારે પાપી બનાવનાર હીરાચંદને વધારે ધીકારતા હતા. આનો કાટ કાઢવા માટે નગરવાસીઓએ એવી અફવા ઉરાડી કે જો સવારમાં કોઇ માણુસ હીરાચંદનું મોં જુવે તો તેને તે દીવસે ખાંવાને મળતું નથી? આ અફવા ફેલાતીફેલાતી એકદમ રાજાને કાને અથડાઇ તેની સચાઇ શોધવા માટે બાદશાહે હીરાચંદને સીપાઇઓ પાસે પકડી મંગાવી એકાંત સ્થળમાં બેસાડી રાખ્યો બીજે દીવસે સવારમાં બાદશાહે ઉઠતીવારેજ તેનું મોં જોઇ

બોલ્યો કે મને ખાવાનું મળે છે કે નહીં તેની ખાત્રી કરૂં. બાદશાહને જમવાનો વખત થયો. રાજા જમવા બેઠો. જેવો રાજા જનક થાળમાંથી અન્નનો કોળીઓ ઉપાડી મુખમાં મેલવા જાય છે તેવોજ ઉપરથી ભોજન થાળમાં ધરોડો પડયો તેથી બાદશાહને સુગ ચડી અને ખાધા વગરજ ભોજન પરથી ઊઠી નીકળ્યો. અને બીજી રસોઇ બનાવવાનો હુકમ આપ્યો. આ બનાવથી બાદશાહને ખાત્રી થઇ કે હીરાચંદનું મોં જોયું તેનો આ ચમત્કાર છે. માટે તેવા પાપીનો નાશ કરવો એજ ઉત્તમ માર્ગ છે! એવો ઠરાવ કરી ચંડાલોને બોલાવી હુકમ થતાંજ ચંડાલો તેને લઇ ચાલ્યા. પણ રામ રાખે તેને કોણ ચાખે. પુરો નસીબવાન! હજુ કંઇક પાપ કરવાનાં બાકી રહ્યાં હસે તેથી રસ્તામાં બીરબલ મળ્યો. બીરબલે આવી દશાએ પહોંચેલા હીરાચંદની ભયાનક કથા સાંભળી દીલગીર થયો અને તેથી બીરબલને દયા આવવાથી તેને એકાંતમાં લઇ જઇને કહ્યું કે. "અલ્યા હવેતું જરા પણ ડરીશ નહી, જે વખતે તને ફાસીએ લટકાવતી વખતે પુછશે કે તારી શી ઇચ્છા છે? એમ પુછે ત્યારે તું એટલુંજ કહેજે કે મારૂ મોહું જોવાથી માણસોને ખાવાનું મળતું નથી, પણ રાજાનું મોં જોતાં આજે મને ફાસીની શિક્ષા થઇ છે માટે મારે એટલુંજ લોકોના પરોપકાર માટે જાહેર કરવા માગું છું કે કોઇપણ બાદશાહનું મોં સહવારમાં જોશો નહીં, નહીં તો મારા જેવી દશાએ પહોંચસો! એટલું કહી બીરબલ ચાલી ગયો. હીરાચંદને ફાંસીના માચડા પર લઇ જઇ ચંડાલોએ પુછયું કે, "બોલ હવે તારી શી ઇચ્છા." હીરાચંદે બીરબલનું કહેલું કહેવાથી ચંડાલો વીસ્મય થઇ બાદશાહ પાસે જઈ સઘળી બીના

ચીદીત કીધી, આ સાંભળતાંજ બાદશાહ ઉલટો અકળાયો અને પોતાની ફજેતી થશે એમ માની ચંડાલોને કહ્યું કે ' જાઓ તેને આરી પાશે લાઓ રાજાનો હુકમ થતાંજ ચંડાલો હીરાચંદને લઇ રાજાની હજુરમાં ઉભો કીધો, રાજાએ તેને ઇનામ આપી કહ્યું કે જા તારા અપરાધની તને ક્ષમા કરવામાં આવે છે. માટે આ વાત કોઇની આગળ કરતો નહી." હીરાચંદને વીદાય થયેલો જોઇ, બાદશાહે ચંડાલોને પુછ્યું કે " તને રસ્તામાં કોઇની ભેટ થઈ હતી " ચંડાલોએ કહ્યું કે, હા, શીરતાજ ! બીરબલજીની !" બાદશાહ તરત સમજી ગયો કે આ સઘળી ખુબી બીરબલનીજ છે શાબાશ છે એની રીશાળ બુદ્ધિને ! એમ વખાણ કરતો તે મનમાં ને મનમાં આનંદમયી બન્યો !

**સાર**—અક્કલની કેવી બલીહારી છે અક્કલવાન મોતમાંથી પણ બચી શકે છે માટે અક્કલ એજ કીરતારની કરામત છે.

## વાર્તા આઠમી.

**" સજ્જનતાનો ધર્મ અને ચાતુર્યતાની કસોટી. "**

એક સમય વાત પીત અને કફના ન્યુનાધીકપણાને લીધે બીરબલના શરીરમાં સખ્ત તાવની બીમારી થઈ આવી તેથી ત્રણ દીવસ લગી બીલકુલ બીછાનામાંથી ઉઠાયું પણ નહી જ્યારે ત્રણ દીવસ થયા અને રાજા સાહેબને દરબારમાં આવવા જેટલી તાકાદ નથી એમ અકબરશાહના જાણવામાં આવ્યું ત્યારે તરતજ શહેનશાહની સ્વારી બીરબલને ત્યાં જઈ પહોંચી અહા ! મૈત્રી ધર્મની પણ સત્તા અગાધ છે. ! !

પ્રિય વાંચનાર ! મૈત્રીપણાના ધર્મ વિશે પુરૂષોત્તમ શાર્ડધનુધારી સર્વેશ્વર વિહારી શ્રી રામચંદ્રજીએ કીશપતી સુગ્રીવ પ્રત્યે

કથન કથેલ છે કે—'જે મનુષ્ય પોતાના મિત્રને દુઃખગ્રસ્ત જોયા છતાં પણ દુઃખી થતો નથી, તેનું મ્હો જોવાથી પણ મહાન્ પાપ લાગે છે. મુર્ખ સેવક, કૃપણ માલીક, સ્વેચ્છાચારીણી સ્ત્રી અને કપટી મીત્ર એ ચારે પ્રાણ ઘાતક શુળ રોગના સરખાંજ છે. માટે હે મિત્ર સુગ્રીવ! પોતાના મેરૂ પર્વત જેવડાં મોટાં દુઃખને પણ મેરૂ સમાન ગણવું એવો સહજ વિચાર જેઓની બુદ્ધિમાં આવે નહીં, તે મુર્ખ પુરૂષો બીજાઓની સાથે બલાત્કારથી શા માટે મિત્રતા કરતા હશે! દેતાં લેતાં જરા શંકા ધરવી નહીં, પોતાની શક્ત્યાનુસાર હંમેશાં હીત કરવું, અને સંકટ સમયમાં તો સો ગણો સ્નેહ કરવો એ મિત્રના ગુણો છે. એમ સતીઓ અને સંતો કહે છે. હે ભાઈ! મ્હોંડા અગાડી તો બનાવી બનાવીને યુક્તીવંત સ્નેહ ભરી વાતો કહે અને પાછળ અહિત થાય તેમ કરવું તથા કુટીલતા રાખવી. આવા પ્રકારની જેના ચીત્તની ગતી હોય, તે મિત્રોને ત્યાગ કરવાથીજ કલ્યાણ થાય છે કેટલાક મીત્રો મીત્રોથી પ્રીતિ કરે છે, પણ હૃદયમાં બીજી વાતો રાખે છે અને મુખથી બીજી વાતો બોલે છે. જેના મનમાં અને વચનમાં પ્રેમ ન હોય, તે મનુષ્ય પોતાના મનોભાવનો ગમે તેટલો સંતાડે તો પણ ભાવને સંતાડી શકાતો નથી. વળી પ્રેમ દંપતી રતનાં હમીરના વાર્તાકારે પણ કહ્યું છે કે આ ઇશ્કનો ગમ ન પડી શકે એવો માર્ગ છે, તેમાં મોટાઈ તો નભી શકતીજ નથી. અર્થાત પોતાનાથી હલકા દરજ્જાના મનુષ્ય સાથે સત્યપ્રેમ અથી જોડાઇ તો પછી પોતાની મોટાઇ છોડી દઈ તેની પાછળ પાછળ માન મુકી ફરવું પડે છે, જેમકે શ્રીકૃષ્ણનો ગોપીઓ સાથે પ્રેમ જોડાવાથી નંદ નંદન છતાં તાબાની ગોપીઓના પછાડી વૃજમાં રખડ્યા કરતા હતા તેજ પ્રમાણે સત્યપ્રેમ જોડાયા પછી સાચા

સ્નેહીઓ મોટાઇ તજી મીત્રધર્મને દ્રઢ કરે છે.

દીલ્લીપતી અકબરશાહ પણ મહાન નગરત્ન સ્નેહના મૂળ તત્વોનો જ્ઞાતા હતો અને એથીજ બીરબલ સરખા તાબાના મનુષ્યને ત્યાં જાતે બીમારી વખતે કુશળતા પુછવા ગયો હતો, આ મીત્રધર્મને પ્રતિપાદન કરનારો દાખલો સ્નેહાર્થીનોને ખાસ યાદ રાખવા સરખો છે.

જો કે બીરબલને તાવ તો માત્ર ત્રણ દીવસથીજ આવેલો હતો પણ તેના અંતરમાં લાંબા વખતથી બીમારી ઘર કરી ઘુસી રહેલી હતી, તેથી તેનું શરીર બહુ અશક્ત થઇ ગયું હતું અકબરશાહે બીરબલની પાસે બેસી તબીયત વિષેના હાલ પુછયા, એટલામાં તો બીરબલને દીર્ઘ શંકા કરવાની જરૂરત જણાઇ જેથી તે જાજરૂમાં ગયો. પાછળથી બાદશાહને બીરબલના આયુષ્યબળ નિર્ણય માટેની શંકા ઉત્પન્ન થઇ એથી બાદશાહે તેની ચતુરાઇ પ્રથમ જોવી છે કે નહી તે જોવા માટે યુક્તી કરી કે બીરબલને સુવાના પલંગના ચારે પાયા નીચે નોકર મારફત જાડા કાગળના કકડા મુકાવી દીધા. થોડીવાર પછી બીરબલ દેહશૌચ કરી પાછો બીછાનાપર આવીને સુઇ ગયો અને બાદશાહ પણ અજાણ થઇ અટમસટમની વાતો કરવા લાગ્યો જો કે બીરબલ બાદશાહની વાતો તો સાંભળ્યા કરતો હતો તદપી એની મનોવૃત્તિ કોઇ વસ્તુનું નિર્ણય કરવા દોરાઇ રહેલી જણાતી હતી તેને આમ તેમ નજર ફેરવતો જોઇ બાદશાહે પુછયું-"બીરબલજી આમ અસ્થિર વૃત્તિ દર્શાવનારી ચેષ્ટા કેમ દેખાય છે!" બાદશાહનું આવું ભાષણ શ્રવણ કરી બીરબલે કહ્યુ-"મને કંઇ ફેરફાર થયેલો માલમ પડે છે માટે અસ્થિર મનોવૃત્તિ છે." બાદશાહે અજાણ્યા થઇ પુછયું

શું ફેરફાર થયેલો છે ?" બીરબલે કહ્યુ "ચાહે તો આ પલંગ એક કાગળવા ઉંચો થયો હોય કે ચાહે તો આ દીવાનખાનાનો છત એક કાગળવા નીચી આવી હોય ! પણ એ બેમાંથી એકતો અવસ્ય હોવુંજ જોઇએ" બાદશાહે કહ્યું-"તમને અશકિતના કારણથી બ્રાંતી ભાસ આપતી હશે" બીરબલે ધૈર્યતા સાથ કહ્યું કે આલમપનાહ શરીરમાં અશકિત છે તો શું થયું, પણ શું મારી બુધ્ધિમા અશકિત પેસી ગઇ છે ? બીલકુલ નહી પણ માટે ખાત્રી થી કહું છું કે મને જે શંકા થઇ છે તે ખરીજ હોવી જોઇએ." આવું બીરબલનું બોલવું સાંભળી બીરબલના દીર્ઘાયુષીપણાની સાબીતી થઈ; કેમકે જ્યા સુધી ઇંદ્રીયોના ધર્મ કાયમ હોય ત્યાંલગી ચાહે તેવું શરીર દુર્બળ થઇ ગયું હોય કિંવા રોગથી ઘેરાઇ ગયુ હોય તો પણ તે દર્દી અવસ્ય આરોગ્યતાને પામે છે. અને જો શરીર હષ્ટપુષ્ટ દેખાતુ હોય પણ ઇંદ્રીયો પોતપોતાના ધર્મથી ભ્રષ્ટ થઇ ગયેલ દેખાય તો તે મનુષ્ય મરણને શરણ થાય છે. એ કાળજ્ઞાનના નિયમ પ્રમાણે બાદશાહ બીરબલને તત્કાળ આરોગ્ય પ્રાપ્ત થયાનું સુચીન્હ જાણી બહુ પ્રસન્ન થયો અને પોતાની કરેલી યુકિત તેને કહી સંભળાવી તેની શંકાને દુર કરી.

**સાર**—(૧) મૈત્રીપણામાં ન્હાનામોટાનો વિચાર ન રાખતાં સમાન સ્વરૂપે થવું અઘટીત છે. (૨) ચતુર પુરૂશોએ સમય સમય પોતાની ચાતુર્યતાનો ઉપયોગ કર્યોજ કરવો કે જેથી કીંચીત પણ ગફલત થાય નહી. (૫) દર્દિ ન જાણે તેમ દર્દીના આષુષ્યનું જ્ઞાન નિર્ણય કરવા યુકિત યોજવી કે જેથી દીર્ઘાયુ કે આસન મૃત્યુ પણા ચાની ખાત્રી થાય,

## વાર્તા નવમી.

### "મુસલમાનોને હિન્દુ બનાવો."

એક સમય અકબર બાદશાહે બીરબલને કહ્યું કે—"રાજા સાહેબ મુસલમાન માત્રને હિંદુ બનાવી દો." બીરબલે કહ્યું—"નેક નામવર! એ કામ હું એક અઠવાડીયામાં પાર પાડીશ માટે તેટલી મુદત મને રજા મળવી જોઇએ." બાદશાહે તેટલા વખત માટે બીરબલને રજા આપી. બીરબલ સાત દીવસ સત્કૃત્યોમાં વ્યતીત કરી આઠમે દીવસ એક ગધેડાને દોરાવી યમુના નદીએ જઇ પહોંચ્યો અને જ્યાં બાદશાહની સ્વારી જવા આવવાનો માર્ગ હતો ત્યાં ઢીંચણસમા પાણીમાં ગધેડાને લઇ જઇ સુંદર સાબુવડે તેને જાતે નવરાવવા લાગ્યો. સંયોગવશાત તેજ વખતે નેકનામદાર બાદશાહની સ્વારી આવી ચડી અને ગધેડાને સાબુ લગાડી નવરાવવાની મહેનત કરતાં બીરબલને જોઇ બાદશાહે તેનું કારણ પુછ્યું એટલે બીરબલે કહ્યું કે—" નામદાર ગધેડાને ઘોડો બનાવવા આ ઉપાય ઉપયોગમાં લીધેલ છે. બાદશાહે હસીને કહ્યું—" અરે ગાંડા ક્યાંય કદી પણ ગધેડાં ઘોડાં થતાં હશે કે?" બીરબલે કહ્યું—" બેઅદબી માફ કરશો, પણ જ્યારે મુસલમાનો હિંદુ થઇ શકશે તો પછી ગધેડાં કેમ ઘોડાં નહી થઇ શકે?" આવું બીરબલનું મર્મભર્યું બોલવું સાંભળી બાદશાહ ખડખડ હસી પડ્યો અને તેની અજબ ચાતુરી નીહાળી તેને ધન્યવાદ આપવા લાગ્યો, ધન્ય છે આવા ગુણીયલ મહીપતીને!

**સાર**—(૧) પોતાનો સ્વામી ચાહે તો અનુચીત અને અસંભવ કાર્ય કરવા આજ્ઞા આપે તોપણ તે વખતે તે આજ્ઞાને

માન સાથે વધાવી લેવી, પણ પછીથી ચોગ્ય સમયે તે અનુચીત ને અસંભવ છે એનો યથાસ્થિત દાખલો આપી તે સ્વામીના મનમાં પોતાની ભુલ માટેનું ભાન કરાવવું જેથી પરીણામે મહા સુખ થાય છે નહી કે અનુચીત કે અસંભવ કાર્ય જાણી તેજ વખતે તે સંબંધી સ્હામો રહીયો આપી તેની કૃપાને પાત્ર થવું. (૨) સ્વામીઓએ પણ પોતાની અજ્ઞાનતાનો ખ્યાલ થતાં પોતાંના સુજ્ઞ સેવક પર ગુસ્સો ન લાવતાં કૃપા દર્શાવવી કે જેથી પુનઃ તેવા બનાવો માટે પોતાને સુચના મળતી રહે,

---

## વાર્તા દશામી.

### " મહા મુર્ખાઓની ગણત્રીમાં દાખલ થવાનો દાખલો "

એક સમય કોઇ દેશાન્તરથી સોદાગરો ઘોડા લઇ દીલ્હી શહેર આવી પહોંચ્યા હતા, તેની પાસેથી અકબરશાહે ઘણાક ઘોડાઓ પસંદ પડવાથી ખરીદી લીધા, અને તેવા સુંદર ઘોડાઓની વધારે જરૂરત હોવાથી તે સોદાગરને બે લાખ રૂપીયા અગાઉથી આપી બાદશાહે કહ્યું કે--" આવાજ જાતીવાન ઘોડાઓ તેટલી રકમના ખરીદી આવતે વર્ષે લેતા આવજો, " સોદાગર તો રૂપીઆ લઇ વીદાય થઇ ગયો, પણ કોઇએ એમ પણ ન પુછ્યું કે તમો કયા દેશના કયા ગામમાં કયાં અગાડી રહો છો અને તમારૂં શું નામ છે તેમ અહિંયાંથી કઇ તરફ જવાના છો ?

એક દીવસ બાદશાહ ખુશ મીજાજમાં બેઠા હતા તે વખતે શાહે બીરબલને ભલામણ કરી કે—" રાજા સાહેબ ! આપણા ગામમાં જે જે બેવકુફો વસતા હોય તેના નામોનું એક લીસ્ટ

તૈયાર કરાવો " બીરબલે ઉત્તર આપ્યો કે--" નામદાર ! એ સં-બંધી લીસ્ટ તો પહેલાથીજ તૈયાર કરી રાખવામાં આવેલું છે. અને તેમાં સહુથી પહેલું નામ આપ ખુદાવીંદનુંજ છે." બાદશાહે કહ્યું--" મારૂં નામ શા માટે પ્રથમ દાખલ કર્યું છે ?" બીરબલે ઉત્તર આપ્યો કે--" ખલક ખાવીંદ ! વગર ઓળખાણ પીછાને સોદાગરોને બે લાખ જેટલી ભારે રકમ અગાઉથી આપી દેવી એ બેવકુફી નહી તો શું કહેવાય ? તેના ઠામઠેકાણાની પણ કશી ખબર નથી ને પૈસા આપ્યા છે પણ જો તે એ રકમ પચાવીજ ગયો તો તેના પત્તા વીના શું કરવાના હતા !" બાદશાહે કહ્યું--કદાચ તે સોદાગર ઘોડાં ખરીદીને અહીં લઇ આવશે તો તમે શું કહેશો ?" બીરબલે હીમ્મતથી જવાબ આપ્યો કે જો તે ઘોડા લઇ આવશે તો આપ નામદારનું નામ છેકી નાંખી તે જગાએ તેનું નામ દાખલ કરીશ; કારણે કે જેણે નામ ઠામ જાણ્યા વીના બે લાખ જેટલી મોટી રકમ પોતે પાને જમે કરીને આપી છે છતાં તે પચાવી ન પડતાં પાછી વસુલ પાડવા ઘોડા લઇ આવે તો એના જેવો બીજો કયો વધારે બેવકુફ ગણાય ?" આ પ્રમાણે બીરબલનું ભાષણ શ્રવણ કરી બાદશાહ પ્રસન્ન થયો અને બીર-બલના બુધ્ધિબળની બહુજ તારીફ કરી તેની શીક્ષા ધારણ કરી.

**સાર**--(૧) નામ ઠામ ઠેકાણું અને પુરતી જામીનગીરી મે-ળવ્યા વગર પૈસા ધીરવા કે કંઇ માલ ચાપવો એ ખરેખર મુ-ર્ખતાનીજ નીશાની છે, તેમ વગર જાણુપીછાણથી નાણાં આપ્યા છતાં પાછો ઘેર બેઠે વસુલ આપવા આવે એ પણ મહા મુર્ખ-તાજ ગણાય છે. કેમકે ઉંચો નીચો પગ પડયા વિના કયાંય દો-લતવંત થવાતુંજ નથી; માત્ર રળે તો રોટલા જેમજ મળે છે

માટે જેમાં ગુન્હેગાર ન ગણાઈએ તેવી રકમ હાથ આવી હોય તો તે આપણને ઇશ્વરેજ આપી છે એમ માની શા માટે તેનો ઉપભોગ ન કરવો જોઇએ ? એમ પણ ઘણા ખરાઓનુ માનવું છે. (૨) અન્યની ભુલ ખોળવા જતા પ્રથમ પોતાની ભુલ જાહેરાતમાં ન આવે તેની સહુથી પહેલાં વધારે કાળજી રાખવાની જરૂર છે નહી તો બીજાને બનાવવા જતાં પોતેજ બને છે.

## વારતા અગ્યારમી.

### " અક્કલવડેજ મનુષ્ય અમુલ્ય છે ! "

એક સમય અકબરશાહના દરબારીઓ પૈકી ઘણાંજ વિઘ્નસંતોષી દરબારીઓએ શહેનશાહને નમ્રતાપુર્વક વીનંતી કરી કે– " ખુદાવિંદ ! આપ હરેક બાબત માટે બીરબલનીજ સલાહ લ્યો છો. શું એના વિના નિર્માનુષી પૃથ્વી થઇ ગઇ છે કે કોઇ અન્ય અક્કલવાનજ નથી ? જરા આ અરજ તરફ ધ્યાન દઇ બીજા બુધ્ધિમાનોની કોઇ વખતે પરીક્ષા તો લ્યો કે જેથી આપને પણ જણાઇ આવે કે બહુરત્ના વસુંધરા છે ! "

આવું દરીબારીઓનું બોલવું સાંભળી બાદશાહે કહ્યું બહુ સારૂં હવેથી તમારી વીચારણાનેજ માન્ય આપીશ, વારૂ, પણ આજે મને એક એ જાણવાની ખાસ જરૂર છે કે વનસ્પતીનું બીજ શું હશે ? માટે તે જરા કહી બતાવો. " આ. બાબત માટે દરબારીઓએ કેટલાએ દીવસો સુધી વીચારણા ચલાવી પણ વનસ્પતીનું બાજ ખરૂ બીજ છે એવા નિશ્ચય ઉપર આવી શકયા નહી એથી બહુજ તેઓ ના ઉમેદ થઇ ગયા. છેવટે બાદશાહે બીરબલને વનસ્પતીનું બીજ ખોળી કહાડવા હુકમ કર્યો કે તુરત

પાણી મંગાવી જરા પૃથ્વી ઉપર છંટકોર કરી બતાવી કહ્યું કે–"જહાંપનાહ ! આ પાણી એજ વનસ્પતીનું ખાસ બીજ છે કેમકે; વનસ્પતી માત્ર બીજ પૃથ્વીમાં દટાયલાં છે પરંતુ જ્યારે વરસાનું પાણી વડે છે ત્યારે તે સર્વ બીજ ઉગી નીકળે છે, પણ જો પાણી ન મળે તો એક પણ બીજ ઉગવા પામેજ નહી માટે પાણીજ વનસ્પતી માત્રનું બીજ છે" બીરબલનો પ્રણામ સહીત આ ઉત્તર સાંભળી બાદશાહ અત્યંત પ્રસન્ન થઈ બીરબલની બુધ્ધીચાતુર્યને ધન્યવાદ આપ્યા અને દરબારીઓને કહ્યું કે" હવે તમો સર્વે સારી પેઠે સમજી ચુક્યા હશો કે હું તમારા કરતા બીરબલને આટલા માટેજ વિશેષ ચાહું છું." આ પ્રમાણે બાદશાહનું બોલવું થતાં બીરબલના દ્વેષી દરબારીઓ અધોમુખ બની ગયા.

સાર—(૧) વીઘ્નસંતોષી મનુષ્યો અન્યની ઉન્નતી નીહાળી જેમ મેઘજળની પ્રાપ્તિથી નવપલ્લવ થએલી વનસ્પતિને નીહાળી જવાશી સુકાઇ જાય તેમ તેઓ સુકાઇ જાય છે, પણ તેઓ વિચાર નથી કરતાં કે પોતપોતાના પ્રારબ્ધ અને ડહાપણના બળ વડેજ ઉન્નતીને જઇ ભેટે છે. (૨) કદરદાન નરવરોએ સલાહકારોની બુધ્ધિ પ્રથમ સારીપેઠે પરીક્ષા કરીનેજ પોતાના સલાહકરો બનાવવા કે જેથી સદૈવ વિજયજ પ્રાપ્ત થાય છે અને વિઘ્નસંતોષીઓ પીછાજ પડે છે.

---

## વાર્તા બારમી.

### "ચતુર અને મુર્ખની પાછાન કેમ પડે ?",

એક સમય અકબરશાહના દરબારમાં દરબારીઓ વિવિધ વાર્તાઓ કરતા હતા. તે સમય બાદશાહે બીરબલ પ્રતી એક પ્રશ્ન

કર્યો કે- "કવિરાજ ! આ સંસારમાં ચતુર કોણ અને મુર્ખ કોણ છે" બીરબલે તરત ઉત્તર આપ્યો કે-" ધર્માવતાર ! જે મનુષ્ય પોતાની પુરની ધારણામાં ફતેહ પામે તે ચતુર કહેવાય અને જે ધારેલી ધારણા પાર પાડવા જતાં અધવચ ફસાઇ પડે તે મૂર્ખ ગણાય" આ ઉત્તર શ્રવણ કરી બાદશાહ અને દરબારીઓ બહુજ આશ્ચર્ય પામ્યા અને રાજા સાહેબની બુદ્ધિ કૌશલ્યતાની ઉત્તમ તારીફ કરવા લાગ્યા.

સાર—ચતુર જનો દરેક કાર્યમાં વિઘ્ન આવવા છતાં અડગ રહી બુદ્ધિબળથી વિજય મેળવે છે. પણ મૂર્ખાઓ તેથી ઉલટુંજ કરે છે. અર્થાત્ વિઘ્નથી ડરી જઈ મુર્ખાઓ કાર્યને પડતું મૂકે છે તેથી કાર્ય શિધ્ધિ હાથ લાગતી નથી અને મુર્ખાઓની પંક્તિમાં અધિકાર મેળવવાના ભાગી બને છે,

---

## વાર્તા તેરમી.

### "મીઠી મશ્કરી તે આનું નામ છે!"

એક સમય અકબર બાદશાહે બીરબલની મશ્કરી કરવા માટે નોકરને કહી બીરબલનું જુતું સંતાડી દેવરાવ્યું. જ્યારે રવાના થતી વખતે બીરબલને પોતાનું જુતું હાથ ન લાગતાં આમ તેમ ખોળ કરવા લાગ્યા છતાં પણ જડ્યું નહી એટલે બાદશાહે નોકરને હુકમ કર્યો કે-" મારી તરફથી રાજા સાહેબને એક જુતું આપો." હુકમ થતાં નોકરે જુતું લાવી હાજર કર્યું એટલે બીરબલ તે જુતાને પગમાં પ્હેરી બોલ્યો કે-" ગરીબ પરવર ! આપે જો આજે મને જુતું ન અપાવ્યું હોત તો હું બહુજ હેરાન થાત, પણ તે માટે આપે મહેરબાની કરી એથી આશીષ આપું છું કે આપને

પરમેશ્વર આ લોક અને પરલોકમાં એવાં હજાર જુતાં આપે.” આ સાંભળી બાદશાહ શરમિંદો થઇ ગયો.

**સાર**--પ્રથમ તો કોઈ પણ વખતે કોઇની પણ મશ્કરી કરવીજ નહી અને જો કરવી તો શ્હામો માણસ જે કંઈ કહે તે સુખે મ્હોડે સાંખી રહેવું એમાંજ રસ રહે છે.

---

## વાર્તા ચૌદમી.

**“રામની જગાએ હવેથી મારૂં નામ લખો.”**

એક દિવસ અકબરશાહે બીરબલને કહ્યું કે-“ મારા રાજ્યમાં હવે મારી પ્રજા રામ રાજ્યની પેઠે સુખી છે અને હું રામની પેઠે અદલ ઈન્સાફ આપું છું માટે હવેથી જ્યાં હીંદુઓ કાગળ લખતાં મથાળે શ્રી રામ' એમ લખે છે ત્યાં મારૂં નામ શા માટે ન લખવું જોઇએ? અવસ્ય લખાવો!” બીરબલે હિમ્મતથી ઉત્તર આપ્યો કે-“ નામદાર ધણીજ ખુશીની વાત છે કે હવે તો આપના નામથી પત્થર પણ પાણી ઉપર તરશે” આ પ્રમાણે બીરબલનુ બોલવું સાંભળી બાદશાહ લજ્જિત થઈ ગયો: કેમકે પત્થર પાણીમાં તરી શકે તેવી રામ જેવી શક્તિ પોતામાં હતીજ નહિ.

**સાર**--(૧) મનુષ્ય માત્રને પ્રથમ પોતાની સર્વ પ્રકારે શક્તિ તપાસી પછી મહાન્ શક્તિમાનની બરાબરી કરવા માર્ગ આદરવો (૨) દરેક ઉત્તમ પુરૂષોએ પોતપોતાના ધર્મનું અભીમાન રાખી વર્તવું. (૩) સમયાનુસાર વક્રોક્તિ વાપરી પોતાના મીત્રને ખોટા અહંકારના પંથથી પાછો વાળવો.

## વાર્તા પંદરમી.

### ઈશ્વરી બક્ષીસથીજ બુદ્ધિબળ પ્રાપ્ત થાય છે.

એક સમય અકબર બાદશાહે દરબારમાં સર્વથી પ્રથમ પધારી રાજ્યસિંહાસન શોભાવ્યું. હતું, તે આટલા માટે કે જે જે સભાસદો આવે તેની ચમત્કારી બુધ્ધિ તપાસવી. જેથી એટલુંજ ફરમાવતા કે-" દિલ્હીમાં અત્યારે કેટલા કાગડા છે ? " આ પ્રશ્ન સાંભળી સર્વે નિરૂત્તર બની એકક લેતા હતા; કેમકે એવો કોણ હતો કે જેણે આખા શહેરના કાગડાઓની ગણત્રી કરી રાખી હોય ? એટલામાં બીરબલનું પણ આગમન થયું એટલે તેમને પણ બાદશાહે એજ પ્રશ્ન કર્યો. એટલે બીરબલે જરા પણ દમ ન ખાતાં બેધડકથી ઉત્તર આપ્યોઃ-" ધરણીધર ! દિલ્લી શહેરમાં બધા મળીને પંદરસોને પંચાવન કાગડાઓ છે. " બીરબલનો આવો ઉત્તર સાંભળી દરબારીઓ સહિત બાદશાહ ઉપરની ગણત્રી શ્રવણ કરીને બહુજ આશ્ચર્ય પામ્યા. બાદશાહે કહ્યું કે-" રાજા સાહેબ તમોએ આ વખતે જે ગણત્રી બતાવી છે તે જાણે તમે જાતે ગણત્રી કરી ન હોય ? તેમ બરાબર છે, પણ હું પુછું છું કે-એ કાગડાઓની ગણત્રી કરવાનું કામ ક્યારે કર્યું હતું ? બતાવો કે તમને તેટલો અવકાશ ક્યાંથી મળ્યો હતો ? ખચીત આ ગણત્રી ગપ્પા બરોબરજ છે. " બીરબલે તુરત ઉત્તર આપ્યો કે-" નહી ખુદાબિંદ ! મેં જે કાંઇ ગણત્રી કરી છે તે સત્યજ છે. " બાદશાહે કહ્યું—"જો તમારી ગણત્રી કરતાં કદાચ ઓછા વધારે થશે તો પંદરસો પંચાવન રૂપીયા દંડ તરીકે આપવા પડશે. માટે હજુ પણ વીચાર કરીને કહો. " બીરબલ બોલ્યો—" મહીપાળ ચુડામણી મેં જેટલા કહ્યા તેટલાજ દિલ્લી શહેરમાં કાગડાઓ છે, હું

જુઠું બોલનાર નથી, જો આપના ગણવાથી કદી મારી ગણત્રી કરતાં વધે ઘટે તો તેનો હું જવાબદાર નથી; કેમકે મારી કરેલી ગણત્રીમાંથી જો પરદેશ જતા રહ્યા હશે તો ( તેમાંથી ) ઓછા થશે અને જો બહારગામથી અહિં મહેમાન થઇ આવ્યા હશે તો વધી પડશે, પણ જો એમ નહિ થયું હશે તો બેશક મારી ગણત્રી પ્રમાણેજ હશે ” આ પ્રમાણે બીરબલનો યુક્તિયુક્ત ઉત્તર સાંભળી બાદશાહ બહુજ ખુશી થયો કેમકે તેની યુકિત ચમત્કારીક હતી.

સાર—પ્રત્યેક સ્થળે મનુષ્યોએ કાંઇપણ પ્રતિબંધ ન પડે તેવાજ વિચાર અને યુકિત ખુબી સહીત વચનો બોલતાં કે જેથી સ્વાર્થને ખલેલ ન પહોંચાડે અને સ્હામાને આનંદ મળે.

---

## વાર્તા સોળમી.

### “ જે હાજર જવાબી હોય તેજ સારો બુદ્ધિશાળી. ”

એક સમય અકબર બાદશાહે રાજા સાહેબ બીરબલ પ્રતિ કહ્યું કે—કવીરાય ! વિશ્વના પ્રાણીમાત્રની દ્રષ્ટિએ સુર્ય અને ચંદ્ર જણાય છે, અને તેઓના પ્રકાશવડેજ સમસ્ત વસ્તુ પદાર્થ દ્રષ્ટિગોચર થાય છે પરંતુ કોઇ એવો પદાર્થ છે કે સુર્ય ચંદ્રના પ્રકાશ વખતે પણ તે નજરે ન પડે.

બીરબલે બુધ્ધિબળથી જવાબ આપ્યો કે-“ નેકનામદાર ખુદાવિંદ ! સુર્ય ચંદ્રના પ્રકાશ વખતે નહિ દેખાય એવું અંધારૂં છે અર્થાત્ સુર્યચંદ્રના પ્રકાશમાં તમામ વસ્તુ નજરે જણાય છે પણ પ્રકાશ છતાં અંધકાર જણાતો નથી.

આ પ્રમાણે ખુબી ભર્યો ઉત્તર સાંભળી તેની તર્ક શકિતની ઉત્તમ તારીફ કરી સુંદર પોશાક ઈનાયત કર્યો.

**સાર**—તાત્કાલીક બુધ્ધિનો ફેલાવ કરી યથોચીત ઉત્તર આપવો કે જેથી ઇચ્છિત સીધ્ધ પ્રાપ્ત થાય નહી કે પૂર્ણ વિચાર કર્યાં વિના લાકડે માંકડું વળગાડી દેવા જેવો ઉત્તર આપી તુચ્છ અક્કલનો તોલ કરાવવો,

## વાર્તા સત્તરમી.

### " સ્વજાતિનું અભીમાન અને બુદ્ધિબળની બાહુલ્યતા, "

એક સમય દીલ્લીપતી મોગલવંશ ભૂષણ નેકનામી અકબરશાહના દરબારમાં બીરબલની ગેરહાજરીના સમય એક ફકીરે બાદશાહની હજુર આવીને સબજા—લીલાં પાદડાં ભેટ કર્યાં, થોડોજ વખત વીત્યા પછી કોઇ બંગવાસી પવિત્ર અને કર્મકાંડી બ્રાહ્મણ આવ્યો અને તેણે કામદાદેવીનાથી પ્રાપ્ત થયેલા પ્રસાદીરૂપ ચોખા અને વિભુતી બાદશાહને ભેટ કર્યાં. ફકીર અને બ્રાહ્મણ બન્ને ધન પ્રાપ્ત કરવાની લાલચે આવેલા હોવાથી આ પ્રમાણે ભેટ કરી એક બાજુએ ઉભા રહ્યા આશાદેવીનું આરાધન કરતા હતા.

બાદશાહે પહેલાં બ્રાહ્મણની ભેટ તરફ નીગાહ કરી કાઝીને પુછયું કે—" આ શું વસ્તુઓ છે ? " કાઝીએ કહ્યું—" હજુર ! ચોખા અને રાખ છે. " બાદશાહે ફરી કાઝીને પુછયું—" એ ચીજો શું મંગળ સૂચક છે ? " કાઝીએ દ્વેષબુધ્ધિથી દર્શાવ્યું કે—'અક્ષય ક્ષયયુકત ( રાજપાટ ) ભસ્મભુત થવા જેવી અમંગળ સૂચક આ બન્ને વસ્તુઓ છે. " " કાઝીનું આવું બોલવું થતાંજ બાદશાહને ગુસ્સો ચઢયો અને તેને સીપાઇ પાસે ધક્કા મરાવી દરબારની બહાર કહાડી મુકયો.

તદનંતર ફકીરે ભેટમાં મુકેલાં લીલાં પાંદડાં તરફ શાહે નીઘાહ કરી કાઝીને પુછ્યું કે-" આ સાંઇમાલાએ શું મંગળસૂચક ભેટ કરી છે અને તે શું અભીપ્રાય ગર્ભિત છે ? " કાઝીએ સ્વધર્મી અને સ્વજાતી ફકીરનો પક્ષ ધરી કહ્યું કે-" આ સાંઇ સાહેબ મકે શરીફથી આવે છે અને નેક દુવારૂપ આ સબ્જા ભેટ કરી સૂચવે છે કે માલીકના માનીતા લીલા રંગવાળા લીલાં પાંદડાંઓની પેઠે સદા લીલાલ્હેર યુક્ત નવ પલ્લવ રહો " .

આવો મંગળ આશીર્વાદ ગર્ભિત ભાવ જાણી બાદશાહ બહુજ પ્રસન્ન થયો અને સવાસો રૂપીઆ સાંઇ સાહેબને તેની ખુશાલીની બહાલીમાં ઇનાયત કર્યા. એટલે ફકીર નેક દુવા દઇ વિદાય થઇ ગયો.

ફકીરના રવાના થયાબાદ બીરબલનું આવવું થયું તે વખતે રસ્તામાં પેલો નિરાશ થયેલો બંગવાસી બ્રાહ્મણ મળ્યો અને તેણે બીરબલની અગાડી પોતાના થયેલા નિરાદર સંબંધી સઘળી વાત નિવેદન કરી. બીરબલે તેને ધીરજ આપી એક બાજુ ઉભા રહેવાનું કહી દરબારમાં પ્રવેશ કર્યો અને તખ્તપતિને કુર્નીસ બજાવી પોતાના આસને સ્થિત થયો. કાઝીએ બ્રાહ્મણનું અપમાન અને ફકીરનું પરીતોષ સહ સન્માન કર્યાનું વીદીત થયું.

બીરબલે બાદશાહની પાસે જઇ વિનંતી કરી કે—" નેક નામવર ! બંગવાસી બ્રાહ્મણનું અપમાન કરવામાં આવ્યું એ ઠીક થયું નથી જેણે આપનું રાજ્યછત્ર નિરંતર કાયમ રહેવાને માટે શુભાશીર્વાદ રૂપ કામદાદેવીનો પ્રસાદ આપને ભેટ કર્યો હતો તેને આપે ધક્કા મરાવી દરબારની બહાર કાઢી મુકયો આશાવંત યાત્રાળુને નિરાશ કરવો એ પૃથ્વિપતિને યોગ્ય નથી. બાદશાહ

જરા ગુસ્સાથી બોલ્યો. મારૂં બુરૂં ચાહ્યું એ માટે મેં એને યોગ્ય દંડ આપેલો છે અને ફકીરે મને પ્યારી વસ્તુ આપી એટલા માટે એને મેં ઇનામ આપ્યું છે મેં જે કર્યું છે તે વિચારીનેજ કર્યું છે.

બીરબલે કહ્યું—"આસમપનાહ ! જે અર્થ આપને ભાસ્યો છે તે ઉલટો છે. બંગવાસી બ્રાહ્મણે આપનું અશુભ ચિંતવ્યુંજ નથી. તેણે ચાવલ ભેટ કરી એ સુચવ્યું કે આપના રાજ્યમાં અક્ષય ભયરહીત ધન ધાન્યથી વૃદ્ધિ થાઓ અને ભસ્મથી એ સુચવ્યું કે હું વિભુતી અર્પણ કરી ઇચ્છું છું કે આપના શત્રુઓ બળી જઇ ભસ્મવત બની જાઓ. આ પ્રમાણે આર્યશાસ્ત્રોના નિયમ પ્રમાણે અર્થ થાય છે, એણે કામદાદેવીને પ્રસન્ન કરી એ બે વસ્તુઓ પ્રાપ્ત કરેલી હતી અને તે મહાન મંગળદાયક જાણીને આપને સમર્પણ કરી છતાં તેનો અતી અનાદર કર્યો અને જે ફકીરે સબજા, અર્થાત સબ એટલે સર્વ, જા એટલે જતું રહે, મતલબમાં સર્વ નાશ થઇ જાઓ. એવા અર્થ પુરીત દુરાશીષ દીધી તેને સારી માની સરપાવ આપ્યો એ કેટલી બધી સમજ ફેર થયેલી છે તે આપજ વિચારી જુઓ."

વળી ફકીરે આપનું અશુભ ચિંતવી માલિક પાસે માગણી કરી કે આ તખ્તપતીનુ ધન દૌલત વગેરે નાશ થા, સબજા. એટલે બ્રાહ્મણે આપનુ શુભ ચીંતવી પ્રભુ પાસે માગણી કરી કે 'આ ફકીર કહે છે કે સબજા' પણ મારી પ્રાર્થના છે કે એ સઘળા ને આબાદ રાખ—અક્ષત રાખ. એથી ચોખ્ખું સમજાય છે કે આપનું ફકીરે બુરૂં ચાહ્યું અને બ્રાહ્મણે સારૂં ચાહ્યું છે. એ વાત ખચીત ખ્યાલમાં લેવા જેવી છે.

આ પ્રમાણે યુક્તિ પ્રમાણભરીત અર્થ સાંભળ્યો એટલે એ

અર્થ એવો તો ચિત્તમાં સજ્જડ ચોંટી ગયો કે " ખચીત કાશી ખરા અર્થનો સમજનારો નથી જેથી મને અવળે રસ્તે દોરવી અપયશને પાત્ર કર્યો, અવશ્ય રાજા સાહેબનો કહેલો અર્થ યથાર્થ રીતી છે. "

એમ વીચારી તરત અનાદરથી ખેદ ખીન્ન થયેલા બ્રાહ્મણને આદરસહ બોલાવવા હુકમ કર્યો અને ભુદેવના આવેથી થયેલી ભુલ માટે દીલગીરી દર્શાવી તેમનો ઉત્તમ સત્કાર કર્યો. એટલે બીરબલને ધન્યવાદ દેતો બંગવાસી ભુદેવ વીદાય થયો.

**સાર**—(૧) દરેક મનુષ્યે પોતાની જ્ઞાતિનું, પોતાના ધર્મનું અને પોતાના દેશનું અભીમાન રાખવુંજ યોગ્ય છે. (૨) મહાન પદવી મળ્યા છતાં પણ ગરીબની દાદપર ધ્યાન આપવું એ ઉત્તમતાનો ઉત્તમ દાખલો ગણાય. (૩) મોટા લોકોને કાન હોય છે પણ સાન હોતી નથી એથી જો ભમાવનાર અર્ધવિદ્યાની હોય નહી તેઓને જેમ ભમાવીએ તેમ ભમી શકે છે.

---

## વાર્તા અઢારમી.

### "બેદરકાર હોવાથી બાળક બળી અને અને મોહુંછે"

એક સમય અકબરશાહે ગર્વપુરીત સ્હેરથી બીરબલને પુછ્યું કે " કવિરાય ! આ સંસારમાં સર્વ કરતાં કોણ બળવાન અને મોટું છે ?" આવો પ્રશ્ન સાંભળી જો કે બીરબલ સારી પેઠે સમજી ગયો હતો કે સંસારમાં હું સર્વથી મોટો છું એમ બાદશાહ માન મેળવવા ચાહે છે પરંતુ મિત્રનો ધર્મ છે કે જો મિત્રનું પરીણામે અનિષ્ટ થવા સંભવ છે એમ જણાય તો તેને હીતકારક રીતે સ-

મજ આપી હોત અથવા તે પંથે દોરવો માટે બાદશાહના અંતઃકરણના ઉગેલા ગર્વતરૂના અંકુરો ઉખેડી ફેંકી દેવા માર્ગ આ દરવોજ યોગ્ય છે એમ વિચારી તરત જવાબ આપ્યો કે—"પ્રુહાવિંદ ! સંસારમાં સર્વથી મોટું ન્હાનું બાળક છે," બાદશાહે પૂછ્યું કેવી રીતે બાળક સૌથી મોટું માનેલ છે ?" બીરબલે કહ્યું "પૃથ્વીપાળક ! ગમે તેવો હામદાર' હામદાર' કામદાર કે નામદાર શૂર શિરોમણી નર હોય તો પણ તે નર દિગંબર બાળા. રાજાની અગાડી કશા હિસાબમાં નથી. એઓના દિમાગ કે દેખાવથી જરાપણ ડરવાનું કે ડગવાનું નહિ. જગતમાં ચાહે તેવા તરવારી આના તનુંજ કહેવાતા હોઈએ અને મુછપર લિંબુ ઠેરતાં હોય તો પણ જ્યા બાળક આડો થઇ બેશે કે તેવાઓ પણ નાકે લીટી ખેંચી, તેનું મન મનાવવાની ભાંજગડમાં પડે છે. માટેજ સર્વથી મોટું બાળક છે." બાદશાહે કહ્યું—"પ્રત્યક્ષ પ્રમાણ આપો તોજ એ વાત માનવામાં આવે તેમ છે માટે તેના વિશે પ્રમાણ આપો બીરબલે કહ્યું—જેવો નામવરનો હુકમ હું એક અઠવાડીઆમાં તેની ખાત્રી કરાવી દઇશ, એમ કહી અન્ય રાજકાજની ચર્ચા ચલાવી.

તત્પશ્ચાત એક સમાહ વ્યતિત થયા પછી બીરબલ એક બે વર્ષના નિડર બાળકને ચાકર પાસે તેડાવી દરબારમાં આવ્યો અદબથી કુર્નીશ બજાવી યોગ્યાસને બેઠા બાદશાહ ખબર ખુબસુરત બાળકને નિહાળી બહુજ આનંદીત થયો, બાળારાજા પણ હસ્તે ચહેરેથી નિર્વિકપણે બાદશાહની સામે બેઠેલ હતું. એ એવા બાળકને રમાડવા બાદશાહને મનમાં ઉમળકો આવ્યો. તેથી પોતાના ખોળામાં લેવા યત્ન કરવા લાગ્યો; પરન્તુ અજાણ્યા પાસે જવાની તેને તદ્દન ના ખુશી બતાવી. વળી આર્ય કુમારે મોઢ

વખત પણ લાંબી દાઢીવાળા તખ્ત તાજધારીને દીઠેલ ન હોવાથી તેને તે વિચિત્રરૂપ જણાયું. જેથી તોફાન મચાવી મૂક્યું અને બાળચેષ્ટાથી બાદશાહની જરા પણ દરકાર ન રાખતાં હાથ તરત છોડી દીધો એટલે કંટાળી બાદશાહે કહ્યું—" આ બાળક બહુજ અનાડી અને બેદરકારીવાળું છે " બીરબલ સમય આવ્યો જાણી કહ્યું " એથીજ સંસારમાં એ સર્વ કરતાં મોટું ગણાય છે કે જેને આપ જેવા છત્રધારીઓને છત્રપતિની પણ દરકાર નથી. આપ ભલભલાનું માન મર્દન કરવા સશક્ત છો પણ આ બાળારાજાનું માન મર્દન અશક્ત છો. કુલ હીંદુસ્થાન ભરમાં આપનાં બદન તરફ આંખ ભરી જોવા માટે પણ કોઈની તાકાદ નથી. પરંતુ આ બાળક એ વાતની જરાપણ પરવાહ રાખે તેવુ નથી, તો તો હિમ્મતથી આપના હાથને તરછોડી. મિજાજ બતાવી તોફાન મચાવી, દરકાર રહીત બની બેઠું. આપ દરેક દોષિત ઇચ્છા પ્રમાણે સજા કરવા સમર્થ છો પણ આ બચ્ચાએ આપને કંટાળો આપ્યો ને માન ન સાચવ્યું છતાં એને કશી સજા કરવા આપ સમર્થ નથી, તો હવે આપ નરેંદ્રમૌલીજ ફરમાવો કે આપ મોટા કે આ બાળક આપથી મોટું ? બીરબલનું બોલવું સાંભળી શાહે હસીને કહ્યું ધન્ય છે તારી યુક્તિ પ્રયુક્તિ અને મર્મજ્ઞાતાને ! મારા ભાવ જાણી જે મને ઉતમ શિક્ષણ દર્શાવ્યું છે તે માટે ખચિત તમારો રૂણી છું. વખતો વખત તમો તમારી ફિમદા ફરજે અદા કરતાજ રહો છો એ માટે હું બહુજ મુસ્તાક છું અને એના બદલામાં ઇશ્વર તમારોસદ વિજય કરો. " એમ કરી મહા મુલ્યવાન પોશાક અને અમૂલ્ય આભરણો એનાયત કર્યાં. ધન્ય છે એવા તત્વ ગુણગ્રાહી ધરણીધરને ! !

સાર—(૧) મિત્રને કુપંથથી સુપંથે લાવવા સહમિત્રોએ સદૈવ કાળજી રાખવી. (૨) બાળહઠ સર્વથી બલીષ્ટ છે.

---

## વાર્તા ઓગણીશમી.

### "મનુષ્યના શરીરમાં વાત એજ કરામત છે."

એક સમય અકબરશાહ આનંદભુવનમાં બીરાજી પોતાના અંગત મીત્ર બીરબલની સાથે વિવિધ વાર્તાવિનોદ ચલાવતો હતો તે સમય એક ફકીર સુંદર પોપટ સહીત પાંજરૂં લઇ ત્યાં આવ્યો અને અંદર પ્રવેશ કરવા પહેરગીરે નામદાર શાહને તે હકીકત રોશન કરી એથી હુકમ મળ્યો કે તેને અંદર આવવા દો. હુકમ મળતાંજ તે ફકીર શાહની હજુર આવ્યો અને કહેવા લાગ્યો કે— "આપ શાહ સલામત હજુરની સદા ગાદી બની રાખે, ગરીબ પરવર દોલતજાદા ! આ મારી પાસે પઢાવેલો પોપટ છે એનું નામ રાઘુ છે. તે કુરાનેશરીફ વગેરેના સુંદર આયત પડે છે અને એ આપને ભેટ કરવાજં લાયક છે એમ જાણી અહિં આવ્યો છું." એમ કહી કેટલાક મધુર શબ્દો બોલાવી સંભળાવ્યા.

બાદશાહ તેના મધુર બોલોથી બહુજ રાજી થયા અને તેને એક હજાર રૂપીઆ બક્ષીસ કરી પોતે ખરીદી લીધો. એટલુંજ નહી પણ તેના માટે રત્નથી જડીત સોનાનું પાંજરૂ, સોનારૂપાના ખાન પાન મન ભાવતા મેવા, પળે પળે ખબર લેવા માટે અને તેનો મીજાજ સાચવવા માટે કેટલાક ચાકરો વગેરેની ગોઠવણ કરી દીધી રાઘુ સ્વધર્મની કવિતાઓ, વાતો અને બોધ કહેવામાં ઘણો હોશીયાર હતો અને બોલવામાં બહુ મૃદુતા તથા મીષ્ટતા હતી જેથી શાહને પ્રાણ સમાન પ્રિય થઇ પડેલો હતો. એથી

નોકરોને હુકમ કરેલો હતો કે કદાચ રાઘુની તબીઅત જરા બેચેનભરી જણાય તો તરત મને ખબર આપવી. જો તેમ કરવામાં ગફલત કરી ને કદાચ દૈવજોગે બીમારી વધી જવાથી રાઘુ મરી ગયો એવા જો સમાચાર આપ્યા તો સમાચાર આપનારનું માંથુજ ધડથી જુદું કરાવવામાં આવશે.

આવા કઠોર હુકમને લીધે પળે પળે ચાકરો રાઘુની ખબર લીધા કરતા હતા. એની તન્દુરસ્તીની વારંવાર શાહને ખબર આપ્યા કરતા હતા.

વ્હાલા વાચનાર ! ચાહે તેટલી બંદોબસ્તી માવજત કે ઉપચારો ઉપયોગમાં નીરંતર લીધા કરતા હોઇએ છતાં પણ કોને ખબર છે કે ચરાચર ભક્ષક કાળ કયા વખત આવી ચકલા ઉપર ઝપટ મારનાર બાજની પેઠે ઓચિંતી ઝડપ મારી મરણને શરણ કરશે તે સમજવામાં આવતુંજ નથી, જુઓ કે શહેનશાહે રાઘુની રક્ષણ નિમિત બહુએ જણને સારસંભાળ લેવા રાખ્યા હતા પણ તે શું અનિવાર્ય કાળને રોકવા સમર્થ હતા ? જરા પણ નહિ ! તે રક્ષકોજ કાળના કોળીઆ હતા, તો પછી તેઓ બીજાનું શું રક્ષણ કરી શકે તેમ હતું પુષ્કળ માવજત ચોકી પહેરા વગેરેમાં જળવાતો રાઘુ એક દીવસે અણચિંત્યે કયા રોગનો ભોગ થઇ પડવાથી કાળ સ્વાધીન થયો કે તેની કોઇને કિંચિત પણ ખબર પડીજ નહી. અહા કાળ ! તારી પણ ફાળ જબરી ઝપટવંત છે કે જે સ્વપ્નામાં પણ મરણું ધારતા ન હતા તેવા મહામાનીઓને પણ પળમાં બેભાન કરી ક્યાં ગુમ કરી દીધા કે જેનો ફરી પત્તોજ લાગ્યો નહી માટે **કાલાય તસ્મૈ નમઃ** કાળ તને નમસ્કાર છે

રાઘુને મરી ગયેલો જોઇ તેના રક્ષકોના હોશ ઉડી ગયા.

શાહેનશાહને શું જવાબ આપીશું? તેનીની ફીકરમાં ફરકાઇ પડશાકેમકે

**" અકરાની માને બન્ને પ્રકારે મોતની શીક્ષા મળે છે. "**

તેવી રીતે રખવાળોની પણ ગતી હતી જો તેઓ મરણ-ની ખબર ન કહે તો પણ માર્યા જાય અને કહે તોપણ શીરચ્છે-દનીશીક્ષાને પાત્ર થાય આમ હોવાથી કહો કે બિચારાઓનો એકે આરો રહ્યો નહી, એથી છેવટ ચતુર શીરોમણી બીરબલને શરણ ગયા અને અણધારી આવી પડેલી આફતમાંથી મુક્ત થ-વાનો માર્ગ મળવા વિનતી કરી. દયાળુ બીરબલે તેઓના બચા-વ માટે, (તેઓને) દીલાશો આપી જરા પણ હરકત ન આ-વવાનું અભય વચન આપ્યું, તે પછી પરોપકારી ને કોમળ દી-લનો કવિરાજ તરત દીલ્લીપતી હજુર ગયો અને આશ્ચર્ય પુરીત ચેષ્ટાવડે કહેવા લાગ્યો કે—' અહા! રાઘુ કળા અને ગુણધારી છે!! જેવોજ ધર્મ વાકયોનો પાઠ કરનાર છે તેવોજ તપશ્ચર્યા પણ કરનાર છે. ઉંધે માથે મીંચેલી આંખ્યો સમાધીસ્થ બની રહેલ છે! આવું બીરબલનું બોલવું સાંભળી શાહ ચોંકીને પુછવા લાગ્યો—" શું મારો પ્યારો રાઘુ મરી ગયેલો દેખાય છે." બી-રબલે કહ્યું " નહી નહી શીરતાજ! એમ તે હોય? એતો મહાન તપસ્વી હોવાથી સમાધીવંત બન્યો છે! આંખ, પાંખ, પગ કે મુખ જરા પણ ન હલાવતાં શ્વાસનો રોધ કરી ઇશ્વર સાથે તન મન જોડી દીધું છે," બીરબલના બોલવાનો ભાવાર્થ ધ્યાનમાં લેતાં શાહ શોકવંત બની બોલ્યો—" હાય ત્યારે તો રાઘુ ખચીત મરી ગયો કહેવાયજ કેમ? જ્યારે આપ જોશો ત્યારેજ મારા બોલવાની ખાત્રી થશે કે રાઘુ ખરેખર રામસ્મરણને સરણ થઇ ધ્યાનમાં તલ્લીન બન્યો છે." શાહ હરતાજ રાઘુના સ્થાન બાજુ

બીરબલની સાથે ચાલ્યો અને ત્યાં જઇ જોયું તો તે રામધામનો વાસી થયો હતો, એ જોઇ શાહે કહ્યું—" તમને મશ્કરી કરવાની ટેવ સદા કાયમજ રહેશે ! જો મને ત્યાંજ મરી જવાના સમાચાર આપ્યા હતે તો અહીં લગી આવવાની શી જરૂર રહેત. શું તમને મરેલા જીવતાની ખબર પડતી નથી ? " બીરબલે કહ્યું—" નામદાર ! ખબરતો પડતી હતી પણ આપનો એવો હુકમ હતો કે જે રાઘુના મરી ગયાના સમાચાર આપશે તેનું માથું કાપીજુદું કરી નંખાવીશ એટલે પછી માઠા સમાચાર આપી મરણને કોણ માગી લેવા ખુશી હોય ? એટલે પછી આવો માર્ગ આદર્યાવિના અન્ય ઇલાજ શો ? બીરબલનું આવું બોલવું સાંભળી શાહ રાઘુનો શોક છતાં પણ તેની બુદ્ધિચાતુર્યતાની ખુબી જોઇ ખુશીથયો અને ઉત્તમ સરપાવ આપી તેના માન અકરામમા વધારો કર્યો.

**સાર**—(૧) વિચાર વગર જે કઠોર હુકમ અમલમાં મુકયા છે તેથી અંતે પોતાનેજ પશ્ચાતાપ થાય છે, (૨) વાયક ચાતુરી મરણના મુખથી પણ બચાવી શ્રેષ્ટ માનના ભાગી બનાવે છે.

---

## વાર્તા ૨૦ મી.

### ' ગુન્હેગારને ગુન્હો હંમેશાં ચોકાવ્યાજ કરે છે ! "

એક સમય અકબર બાદશાહના દીવાનખાનામાંની એક પેટીમાંથી એક કીંમતી દાગીનો ચોરાઇ ગયો હતો. જેથી તેનો પતો લગાડવા બીરબલને હુકમ કર્યો હતો. બીરબલ તે દીવાનખાનામાં આવી દરેક હજુરી નોકરોને એકઠા કરી પછી જેમાંથી દાગીનો ચોરાયો હતો તે પેટીની સાથે કાન લગાવી જરાવાર

પછી બોલ્યો કે—" પૃથ્વીનાથ ! મારામંત્ર બળથી પેટી બોલી બતાવે છે કે દાઢીમાં એક તરણું, ચોંટેલું, આટલું સાંભળતાંજ એકઠા મળેલા હજુર નોકરો પૈકી એક નોકરે પોતાનો ગુન્હો છુપાવા સર્વની નજર ચુકાવી દાઢીએ હાથ ફેરવ્યો; પણ તે બી રમલની નજરથી બહાર ન હતું એથી તરત ઉઠી તેનો હાથ પકડી લીધો જરા ધમકી આપતાંની સાથેજ તેણે પોતાથી થયેલો ગુન્હો કબુલ કરી દીધો એટલુંજ નહી પણ તેણે દાગીનો પણ લાવી રજુ કર્યો એટલે તે યોગ્ય નશીયત કરી બાદશાહ શ્રીનો દાગીનો હાજર કર્યો.

**સાર**—ગમે તેટલો ગુન્હેગાર હીમ્મતવાન હોય તો પણ તેના પગ કાચાજ હોય છે. તેની ઝબાન ગુન્હો છુપાવે છે પણ ચ્હેરો અને દીલ ગુન્હાને ઉઘાડો પાડવાનીજ બલાબણ કરે છે તું છુપાવીશ પણ અમે છુપાવીશું નહી

———×———

## વાર્તા ૨૧ મી

### " સાચા અને બનાવટીની પરિક્ષા કેમ કરવી ? "

એક સમય દીલ્હી શહેરમાં એવો અજબ બનાવ નજરે પડયો કે કોઇ બે મનુસ્યો પરસ્પર વિવાદ કરતા હતા તે એટલા માટે કે એક ગુલામ પોતાના ધણી પાસેથી નાશી ગયો હતો. કેટલાક દીવસો કેડે તેનો ધણી તેની શોધમાં ફરતો ફરતો દીલ્લીમાં આવી ચડયો ત્યાં તેની નજરે તે ગુલામ જોવામાં આવ્યો. તે શેઠે તેને પકડયો અને પુછયું કે તું કેમ નાસી ગયો હતો ? " ગુલામે કહ્યું " તું મારો ગુલામ થઇ ધણીને ગળે પડવાનો દાવો ધરાવે છે ? તું મારો પુષ્કળ માલ ચોરી નાશી ગયો હતો તેથી

તારી ખોળમાંજ ફરતો અહીં આવી ચડ્યો છું તો હવે તું-ગમે તે ફંદ કરીશ તો પણ છટકી જવા પામીશ નહી એ નક્કી સમજજે, " આ પ્રમાણે ઉત્તર સાંભળતાં બન્ને વચ્ચે ભારે ધ-માધુમ જાગી અને છેવટે શાહના દરબારમાં ગયા.

જ્યારે તે બન્નેની દલીલો રજુ થઇ ત્યારે બાદશાહ બહુ તા-જુબ થયો કે આ બન્ને પરસ્પર ધણીપણાના દાવા ધરાવે છે તો તેમાં કોણ ધણી અને કોણ ગુલામ હશે તેની સચ્ચાઇ હાથ લાગતી નથી ! એથી એ કેસનો નિર્ણય કરવા રાજા સાહેબને હુકમ કર્યો, એટલે બીરબલે તો એવો હુકમ કર્યો કે " એ બંનેને જુદી જુદી બારીઓમાં બારીનાં બહાર ડોકું રખાવી ઉભા રાખો. " તે પછી વિશ્વાસીકારીને બોલાવી હુકમ કર્યો કે—" ગુલા-મનું માથું તરવારથી તરતજ ઉડાવી દો. " આ હુકમ સાંભળતાં જે સાચો ગુલામ હતો તેણે ફરીને પોતાનું માથું બારીની અંદર લઈ લીધું પણ પેલો બીજો કે જે શેઠજ હતો તેણે નીર્ધાસ્તીથી પોતાનું માથું બારી બહાર જેમનું તેમ રહેવા દીધું હતું. કેમકે તેને પુર્ણ ખાત્રી હતી કે ગુલામનું માથું ઉડાવી દેવા ચંડાળને હુકમ કરેલો છે તો પછી જે ગુલામ હોય તેણેજ બ્હીવું જોઈએ એમ ધારી અડગ રહ્યો હતો. એ જોઇ બીરબલે કળી લીધું કે બારીની અંદર માથું લેનારજ ગુલામ છે અને અડગ રહેનાર શેઠ છે, એવો નિશ્ચય કરી ગુલામને ઇજાજતદાર શેઠને ગળે પડી હેરાન કર્યા બદલ અને કોર્ટને નાહક તસ્દી આપ્યા બદલ યોગ્ય સજા કરી પછી તેના ધણીને હવાલે કરી આપ્યો.

સાર—ગમે તેટલા ઢોંગી લોકો દમ રાખે પણ ખરી કસોટી વ-ખત તેઓ ખુલ્લા પડીજ જાયછે; કેમકે આખર સત્યજ ટકી શકે.

## વાર્તા બાવીસમી.

### " દીનપર દયા કરવી એજ ડાનાઇ "

એક સમય મહા મહીનામાં બેહદ ટાઢ પડતી હતી. તે સમયે અકબરશાહે બીરબલ ને પૂછ્યું કે–" શું એવો પણ કોઇ હશે કે આવી ટાઢમાં પણ આખી રાત તળાવના પાણીમાં ઉભો રહે ?" બીરબલે કહ્યું—" બ્રાહ્મણ પાણીમાં શૂરો મનાય છે. માટે તે ધારે તો રહીશકે !" બાદશાહે કહ્યું–" તે જોયા અને જાણ્યા વિના કેમ ખાત્રી થાય ?" આ પ્રમાણે હુકમ થવાથી બીરબલે શહેરમાં એ બાબતનો ઢંઢેરો ફેરવ્યો કે–" જે કોઇ આખી રાત તળાવના પાણીમાં ગુજારે તેને બાદશાહ તરફથી ૫૦૦૦ રૂપીયા આપવામાં આવશે આવો ઢંઢેરો સાંભળી બીજા તો કોઇએ હિંમત બીડી નહી પણ એક ૮૦ વરસના ડોસા બ્રાહ્મણે એ વાત કબુલ કરી અને પેહેરેદારોની સમક્ષ તે બુઢ્ઢાએ આખી રાત તળાવના પાણીમાં વિતાવી, જ્યારે પ્રભાત થયો ત્યારે તેને પેહેરેદારોએ ખુદાવિંદની હજુર હાજર કર્યો એટલે બાદશાહે પુછ્યું કે " બાર્હ્ તમો કોના આશરાથી આખી રાત તળાવના પાણીમાં ગુજારી શક્યા ?" બીચારા ભોળા બ્રાહ્મણે કહી દીધું કે–" મહારાજ ! હું ફકત આખી રાત આપના મહેલમાં બળતા દીવાના આસરેથી તળાવના પાણીમાં વખત ગાળી શક્યો છું." બાદશાહે કહ્યું–" તે દીવાની ગરમીથીજ ટાઢ નહી લાગી હશે એ હવે સારી પેઠે જાણવામાં આવ્યું હવે જે ઇનામ ફરમાવ્યું હતું તે તમને નહીં મળે. દીવાની ગરમી ગ્રહણ કરવાની તે સાથે શરત ન હતી. સમજ્યા ? માટે ચાલ્યા જાઓ." આવો હુકમ સાંભળી બુઢ્ઢો બ્રાહ્મણ તો ઠીક નિરાશ થઇ આંસુ ઢાળતો પોતાને

વાસ્તે પડયો નશીબ યોગે તેને રસ્તામાં બીરબલની ભેટ થઇ જેથી તેમની અગાડી પોતાને થયેલી નિરાશાની હકીકત અથેતિ કહી સંભળાવી તે સાંભળી બીરબલે તેને દીલાસો આપી બનતાં લગી તમને તમારૂં ઠરાવેલું ઇનામ મળવા યત્ન કરીશ,

તદનંતર કોઈ એક સમય બાદશાહને કોય રીપુ બળબળ ભંજન માટે જાતે ચડાઈ કરવાની જરૂર પડી તે સમય બીરબલને હુકમ કર્યો કે “ તમારે પણ મારી સાથે આવવું પડશે માટે જલદી તૈયાર થઇને આવો. ” બીરબલે કહ્યું –“ ખુદાવિંદ માત્ર મને ખીચડી બનાવી ખાઈ લઉં તેટલી વાર છે; માટે તેટલું કરી તરત હજુરમાં હાજર થઇશ એમ કહી ઘેર ગયો; પરન્તુ બે ત્રણ કલાક થયાં છતાં પણ જ્યારે બીરબલ આવ્યો નહી ત્યારે તેને બોલાવવા આદમી પર આદમી મોકલવામાં આવ્યા, પણ તેઓને એટલોજ ઉત્તર મળતો હતો—“ હજુર સાહેબને અરજ કરજો કે ખીચડી ચડે એટલે ખાઇને હાજર થાઉં છું ” આવા સમાચાર મળતાં શાહને ક્રોધ ચડયો અને બીરબલ વિનાજ પોતે એકલાજ સેના સહિત કુચ કરી મંગળ શુકનને વધાવી લીધાં,

બીરબલે પણ જે રસ્તે હજુરની સ્વારી નીકળવાની હતી તેજ રસ્તે રાજગઢના દરવાજા નજીક એક લાંબો વાંસડો ઉભો ગોઠવી તેના ટોચમાં એક હાંડલી ટાંગી દીધેલી હતી અને તે વાંસડાના મુળમાં એક દીવો અગટી રાખેલો હતો, જેવી હજુર સ્વારી ત્યાં આવી પહોંચી તેવીજ શાનશાહની નજર આ બનાવ તરફ ગઇ અને બીરબલને પુછયું કે “ આ શું કરી રહ્યા છો ? બીરબલે હાથ જોડી અરજ કરી કે—“ હજુર ખીચડી પકાવી રહયો છું. ” અકબરશાહે હસીને કહ્યુ “ શું દીવાના તો થયા નથીને ? આમ વાંસડાની

ટોચે ખીચડીની હાંડલી ટાંગી વાંસના મુળમાં મુકેલા દીવાનો તાપ આપો છો એ તાપ કોઇ દિવસ પહોંચે અને કદી પણ એ ખીચડી ચડે ?" બીરબલે કહ્યું—" ખુદાવિંદ સલામત ! તળાવમાં રહેવા બ્રાહ્મણને આપના મહેલમાં બળતા દીવાની ગરમી પહોંચી હતી. તો આતે; હાંડલી બહુજ નજીક છે. છતાં કેમ તેને આ દીવાની ગરમી નહી પહોંચશે ? આવું બીરબલનું બોલવું થતાંજ શાહ નિરૂતર થઇ ગયો અને તેજ વખત હુકમ કરી દીધો કે તે પાણીમાં રાતભર બેસનાર બુદા બ્રાહ્મણને ઠરાવ પ્રમાણે ૫૦૦૦ નું ઇનામ નિરઝીલ એ આપી દેવું. આવો હુકમ થયો કે બીરબલ ઘણી ખમા દોલતજાદાને ! એટલુંજ કહી અદબસર કુર્નેશ બજાવી તરત લડાઈ પરની ચડાઇમાં ભાગ લેવા સાથે ચાલ્યો ધન્ય છે એવા પરગજુ પુરૂષોને.

સાર—(૧) સ્વજાતીનું સદૈવ અભિમાન રાખવું. (૨) દીન જનની દાદપર તરત દયાની રાહે દિલ લગાડી તેના દુઃખમાં ભાગ લેવો. (૩) મહાજનોએ બોલેલા બોલને કદી પણ ફોક કરવો નહી. (૪) પૈસા મેળવવાના લોભથી મનુષ્ય શું શું પ્રાણ સંકટ વેઠે છે ! અને છેવટે નિરાશ થતાં કેવી દયામણિ દશા થાય છે ?

---

## વાર્તા તેવિસમી.

### "પ્રવર પરિક્ષકજ પશના ગુણોને પારખી શકે !"

અકબરશાહના દરબારમાં વખણાતાં નવ નરરત્નો હતાં તે એ કે શેખ અબુલફઝલ શેખ ફૈઝી, રાજા ટોડરમલ, પંડીત જગન્નાથ, કવિ ગંગ, ગવૈયા તાનસેન, અકલબાજ બીરબલ અને ખાન ખાનાન મીરઝા અબદુલ રહીમ, એ નવ મહાન ચતુર વિ-

જ્ઞાન, વિનોદી, વીર ધીર, સમયસૂચક અને રાજ્યના પૂર્ણ પ્રેરખમાં પુરપે હતા અને બન્નેના ઉપર શાહની પુર્ણ કૃપા તથા વિશ્વાસ અને મિત્રતા હતી. વિશેષ ખુલાસા માટે મારા લખેલા શહાનશાહ અકબર અને નવરત્નો એ નામના પુસ્તકનું અવલોકન કરો.) શેખ ફૈઝી ફારસી ભાષાનો ઉત્તમ પ્રોફેસર હતો. તેણે મુસલમાનોના સર્વમાન્ય કુરાને શરીફની ' સફાતઉલ ઉલહામ ' એ નામની બેનુક્તા અર્થાત્ જે અક્ષરને નીચે કે ઉપર મીડાની જોડણી ન થાય તેવી આશ્ચર્યમય ટીકા રચી હતી ખચિત આ કામ કરવું બહુજ કઠીણ હતું એટલુંજ નહિ પણ અત્યાર લગી એવી ટીકા રચવાની કોઈની પણ હિમ્મત ચાલી નહોતી કેમકે ફારસી અને આરબી લીપીમાં નુક્તા વિનાની જોડણીવાળા ફક્ત ૧૫ અક્ષરોજ છે અને નુક્તાની જોડણીવાળા ૮૮ અક્ષરો છે એટલે કે એમના આખા કક્કાના ૪૩ અક્ષરો છે. પરંતુ શેખ ફૈઝીએ તો ફક્ત નુક્તા વગરના ૧૫ અક્ષર વિના કોઇ પણ બીજા અક્ષરનો ઉપયોગમાં ન લેતાં તેટલા અક્ષરો થીજ ટીપ પૂર્ણ કરી પણ તેને આખો ગ્રંથ પુર્ણ કરવાં કશી ઉપાધી નડી નહિ; પરંતુ ગ્રંથની શરૂઆત જેમ હિંદુઓ પોતાના ઈષ્ટદેવનું નામ લખે છે તેમ મુસલમાનોમાં "બિસમિલ્લાહ" લખવામાં આવે છે, એથી એ શબ્દ લખવામાં સહુથી પહેલા બે અક્ષર નુક્તાવાળો કર્યા વીના ચાલે તેમ હતું જ નહિ. આમ હોવાથી તેની (ફૈઝીની) પ્રતિજ્ઞા ફક્ત એક અક્ષરને નુક્તા લગાડવામાં ભંગ થતી જણાયાથી તે મહા મુઝવણમાં પડ્યો પણ તેને એકે રસ્તો સુઝ્યો નહી. છેવટે તર્ક શક્તિના તારણરૂપ બીરબલ અગાડી જઈ કવિ ફૈઝીએ પોતાની મુંઝવણ કહી બતાવી. એટલે બીરબલે ત-

રવ કહ્યું—" વહાલા મિત્ર ! બિસમિલ્લા ની જગાએ એ નુકતા વાળો મંગળ શબ્દ કલમો લખો કે કલમાનો અંદર એક પણ નુકતાવાળો અક્ષર છે જ નહી એથી બંન્ને મતલબ સચવાશે." આ ઉત્તર સાંભળતાંજ ફૈઝી હર્ષ સમુદ્રમાં નિમગ્ન થઈ બોલ્યો–" બુદ્ધિસાગર ભાઇ ! તમારી તર્કશક્તિ. સ્મરણ શક્તિ અને તત્વ ગ્રહણ સક્તિ ખચીત ચમત્કારદર્શક છે ! અને એ પરમેશ્વર ની પુર્ણ કૃપાથીજ પ્રાપ્ત થાય છે. મિત્ર ! મારા આખા ગ્રંથમાં.

સાર—(૧) સમર્થ સાથીરહુપણું મહાન મુશ્કેલી ભર્યા માર્ગમાં પણ પસાર કરી ધારેલી ધારણાએ પહોંચી શકે છે. (૨) કદરદાનોજ રહામાની ઘટતી કદર કરી શકે છે, પણુ બેકદરદાનો ગુણની જરા પણુ કદર કરી શકતા નથી; કેમકે કદર કરવા જેટલી તેઓનામાં અક્કલજ હોતી નથી તો પછી બે અક્કલવાળા અક્કલવંતની પરીક્ષા કયા પ્રકારે કરવા શક્તિ ધરાવે છે.

---

## વારતા ચોવીસમી.

### " મહાજનનો હમેશાં પરોપકાર કરવામાંજ મસ્ત રહે છે. "

એક સમય અકબર બાદશાહે એક લવાર પાસેથી એક બખ્તર તૈયાર કરાવ્યું બખ્તર બનાવનાર નાહોશ કારીગર હતો, જેથી બખ્તર બહુજ સુંદર અને મજબુત બનાવી બુલંદ બખત" બાદશાહ હજુર લાવી હાજર કર્યું બાદસાહે તે બખ્તર એક લાકડાના પુતળાને પહેરાવી એના પર સમશેર ચલાવરાવી તો તે બખ્તર એકજ ઝટકાની સાથે કપાઇ ગયું. એટલે શાહ રોસ્સે થઇ બોલ્યો કે—" આ બીલકુલ નાલાયક છે માટે બીજું બનાવી લાવ જો

બીજી વખત પણ આ પ્રમાણે કપાઈ જશે તો નાહક અમોને તસ્દી આપ્યા બદલ તારૂં ધડપરથી માથું ઉડાવી દેવામાં આવશે."

બાદશાહનો આવો કઠોર હુકમ સાંભળી બીચારો લવાર તો ગભરાઈજ ગયો અને થરથર ધ્રુજતો પોતાના ઘરભણી ચાલતો થયો રસ્તામાં જતાં બીરબલનું ઘર આવેલું જોઈ તેને એ વિચાર સુઝી આવ્યો કે—"આ પ્રાણ સંકટમાંથી જો બીરબલ સાહેબની સલાહ લઉં તો છુટું ખરો એમ વિચારી બીરબલની પાસે ગયો અને ચરણમાં શીશ નમાવ પોતાને આવી પડેલી સપડામણ સંબંધી અથઈતી વારતા કહી સંભળાવી, યોગ્ય સલાહ માગી: એટલે બીરબલે તેનું દુઃખ દુર કરવા દયાની ખાતર એવી સલાહ આપી કે—"જ્યારે તમે બીજી વખત બખ્તર તૈયાર કરી પરીક્ષા આપવા માટે શાહ હજુર લઇ જાય ત્યારે તે બખ્તર શરીર ઉપર પહેરીને જજો અને જ્યારે કોઈ તેને કાપવા માટે સમશેર-તલવાર ઉઠાવે તો તેની સાથે એવો કરાર કરજો કે જેથી તે પ્રાણેજ હડી જાય; કેમકે બખ્તરની પરીક્ષા બદનપર કર્યા પછીજ લેવાય છે માટે તે પ્રમાણે લ્યો.

આ પ્રમાણે સલાહ મળવાથી તે લવાર ખુશી થતો ઘેર ગયો અને ફકત ચાર દીવસમાંજ બીજું બખ્તર બનાવી તેને શરીરપર ધારણ કરી પુનઃ રાજસભામાં જઇ પહોંચ્યો લવારને જોઇ બાદશાહે હુકમ કર્યો કે એ બખ્તર આ લાકડાના પુતળાને પ્હેરાવી દે. લવારે અરજ કરી કે—" ગરીબ પરવર ! બખ્તરની પરીક્ષા પુતળાની પર થતી નથી. હું પ્હેરીને ઉભો છું માટે અમે તે સરદારને હુકમ આપો કે મારાપર તલવાર ચલાવે." લવારનું આવું બોલવું સાંભળી એક સરદારને બાદશાહે તે પર તલવાર

ચલાવવાનો હુકમ કર્યો. સરદાર જેવો તલવાર લેઇ આગળ ધસ્યો તેવોજ લવાર એવી તો સિંહગર્જના કરી સ્હામો ધસ્યો કે તરત સરદાર ચમકીને પાછો હઠી ગયો. એટલે લવારે બાદશાહને અરજ કરી કે—' જહાંપનાહ ! મારૂં બનાવેલું બખ્તર પહેરનાર લાકડાનું પુતળું હોતું નથી પણ કોઇ વીર પુરૂષજ હોય છે. જેના શરીરમાં જરા પણ પોરૂષ હશે તેજ આ બખ્તર ધારી અન્યને પોતાના નજીક કેમ આવવા દેશે કે જે ઝટકા ખાવાનો વખત મળે ?" આવો ઉત્તર સાંભળી બાદશાહ પ્રસન્ન થયો અને તેને બહુ કુલ્યવાન સરપાવ અને ઇનામ આપી રાજી કર્યો.

સાર—(૧) પરોપકાર એજ મહા પુન્ય છે. (૨) બખ્તર કશો બચાવ કરી શકતું નથી. પુરૂષાર્થ વિના અન્ન શસ્ત્ર નકામાંજછે.

## વાર્તા પચીસમી.

"કુદરતી કરતાં કૃત્રિમ વિશેષ કાંતિવંત હોય છે."

એક સમય અકબરશાહના દરબારમાં દરબારી કામ સમાપ્ત થયા પછી વીવિધ વાર્તાલાપ ચાલતાં સૃષ્ટિ સૌન્દર્યતાનો વિષય ચર્ચાવા લાગ્યો તે પૈકી કોઇએ પ્હાડ, ઝાડ, સરોવર, સરિતા સાગર, તીર્થો અને શહેર ગામડાઓ વીગેરેની સુંદરતાનાં વખાણ કર્યા અને કોઇએ પ્રકૃતિ દેવીની ચાતુરીના ગુણ ગાયા. જો કે આ વિષય ચર્ચાતો હતો તે વખતે ત્યાં બીરબલ વિદ્યમાન હતો તદપી મૌન ધારણ કરી સર્વની વાર્તા શ્રવણ કર્યા કરતો હતો. જ્યારે સર્વના તરંગ ઉછળી રહ્યા ત્યારે બીરબલ ઉભો થઈ હાથ જોડી શાહને અરજ કરવા લાગ્યો કે—નામદાર ! આજે વિષય ચર્ચાયો એ વિષે આપનું શું મત છે ?" બાદશાહે કહ્યું–" જેવો

સર્વનો મત છે તેવોજ મારો મત છે. પ્રકૃતિજનિત વ-સ્તુઓ વિશેષ સુંદર અને કીમતી હોય છે. શું તમારો એથી અલગ વિચાર છે?" બીરબલે કહ્યું-" જી હજુર ! મારી સંમતિ એથી તદન નિરાળીજ છે. મારી સમજમાં તો સ્વાભાવિક ફળ ફુલ વગેરે વસ્તુઓ કરતાં બનાવટી વસ્તુઓ વિશેષ સુંદર અને મુલ્યવાન હોય છે." બાદશાહે કહ્યું-" રાજા સાહેબ ! આજે આવી વિપરીત પ્રકૃતિ કેમ જણાય છે. શું કુદરતી વસ્તુઓની સાથે મનુષ્યની બનાવેલી કૃત્રિમ વસ્તુઓ કદીપણુ બરાબરી કરી શકે ? " બીરબલે કહ્યું-"ખુદાવીંદ ! કુદરતી વસ્તુ કરતાં મનુષ્યરચીત વસ્તુ ઉત્તમ કારીગરીથી ભરેલી હોય છે." બાદશાહે કહ્યું—" કદાચીત તમારૂં કહેવું સત્ય હશે; પરંતુ કહે **કબીર સુનિ અગમ સુઝે કે બીન પરચે કોઇ નહિ બુઝે** એ કહેવત પ્રમાણે હું તો પ્રત્યક્ષ પરચો જોઉં તો માનુ માટે પ્રમાણુ આપો " બીરબલે કહ્યું-" થોડો સમય વીત્યા બાદ પ્રમાણુ આપીશ. "

તદનંતર બીરબલ પોતાને ઘેર ગયો અને એક ચતુર કારીગરને બોલાવી તેને બનાવટી ફળ ફુલ વગેરે મનમોહક બનાવવાની પરવાનગી આપી-મરજી જણાવી. એટલે કારીગરે પણ બીરબલની કૃપા મેળવવાની ખાતર એવાં તો ફળ ફુલ બનાવ્યાં કે બનાવટી છતાં પણ કુદરતને શાંત કરી દે તેવાં ચિત્તને ચળાવનાર, મનને મોહનાર, દીલને દંગ કરનાર બનાવ્યાં. એ જોઇ બીરબલ બહુજ પ્રસન્ન થયો અને તેની કારીગરીનાં વખાણુ કરી કરી તેને સંતોષ આપ્યો. બીજે દીવસે તે ફળ ફુલ લઇ દરબારમાં આવવાની તેને ખાસ ભલામણુ કરી અને એમ પણ કહ્યું કે એ વસ્તુઓની કીંમત હજાર રૂપીઆ કહેવા.

એક કારીગરના ગયાબાદ એક માળીને બોલાવવામાં આવ્યો અને તેને પણ બીજે દીવસે સાચા ફળ ફુલ લઇને દરબારમાં આવવાનો હુકમ કર્યો. માળીએ એ હુકમને માથે ચડાવી લીધો.

બીજે દીવસે બીરબલ દરબારમાં ગયો અને મર્યાદા સહ સલામ કરી ઘટીત આસને બેઠક લીધી, થોડો વખત વિત્યા બાદ સંકેત પ્રમાણે પેલા બનાવટી ફળ ફુલ વાળો કારીગર પણ ફળ ફુલ લઇને દરબારમાં હાજર થયો અને બનાવટી ફળ ફુલો બાદ શાહની આગળ હજુર કર્યાં ઉત્તમ કારીગરીથી બનાવેલા ફળ ફુ-લો જોઇ બાદશાહ પણ ચકીતજ થઇ ગયો. એ ફળ ફુલો શાહ-ને બહુ પસંદ પડયા, જેથી એઓની કીંમત પુછી તો તે શી-ખવાડી રાખેલા પ્રમાણે બોલ્યો કે —" હજુર ? આ વસ્તુ ઓ મે બહુજ પ્રયાસથી તૈયાર કરી છે માટે ઓછામાં ઓછી હજાર રૂપીઆની કીંમત છે. બાદશાહને તે ચીજો તરફ એટલી બધી લગ્ની લાગી ગઇ હતી કે તેના કહેવા પ્રમાણે એક હજાર રૂપીયા આપી વીદાય કર્યો; તેના ઘેર જવા બાદ માળી પણ સં-કેત પ્રમાણે કુદરતી ફળ ફુલો લેઇ દરબારમાં હાજર થયો અને ફળ ફુલોથી ભરેલી છાબ શાહની ભેટમાં મુકી, એ જોઇ શાહે ફળ ફુલ પૈકી જે જે સુંદર સુંદર હતા, તે તે માટેની કીંમત પુછી એટલે માળીએ અરજ કરી કે—" ગરીબ પરવર ! હું વેચ-વાને માટે લાવ્યા નથી પણ ભેટ કરવાને લાવેલો છું માટે જે કંઇ આપને આપવાની ઇચ્છા હોય તે આપો. " બાદશાહે દર-બારીઓની સલાહ લઇ તેને દશ રૂપીઆ માલના અને પંદર ઇનામ મળી પચીસ રૂપીઆ આપવાનો હુકમ કર્યો, માળી પચીશ રૂપીઆ મળતાં ખુશી થયો.

જ્યારે માળી રવાના થઇ ગયો ત્યારે બીરબલ ઉભો થઇ અરજ કરવા લાગ્યો કે—" રાજ રાજેશ્વર ! મને આપશ્રીએ ફર માવ્યું હતું કે કુદરતી વસ્તુ કરતાં બનાવટી વસ્તુ વધારે મોહક અને મુલ્યવાન હોય છે એ માટે પ્રમાણ આપો તે વાત આપને યાદમાં હશેજ. આપે સ્વભાવિક પદાર્થોને ઉત્તમ અને મુલ્યવાન બનાવ્યાં હતાં એ બાબતનો આપને આજે નિશ્ચય થઇ ગયોજ હશે ? કેમકે આપે કુદરતી વસ્તુઓની ભેટ કરનાર માળીને રૂ. ૨૫) આપ્યા અને બનાવટી વસ્તુઓ ભેટ કરનારને એક હજાર રૂપીયા આપ્યા. હવે આપ હજુરશ્રીજ શ્રીમુખથી ફરમાવો કે કુદરતી અને કૃત્રિમ એ બન્ને પૈકી કઇ વસ્તુ વિશેશ ઉત્તમ અને કીંમતી છે ? "

બીરબલનું આવું બોલવું થતાં સભાસદો સહીત બાદશાહે કુદરતી વસ્તુઓ કરતાં કૃત્રિમ વસ્તુઓ વિશેશ ઉત્તમ અને મુલ્યવાન છે એમ કબુલ કર્યું અને બીરબલની બુદ્ધિ ચાતુરીની કદર બુઝી ઉત્તમ નિવાજસ આપી તેના માન અકરામમાં વધારો કર્યો

**સાર**—સાચી વસ્તુ કરતાં બનાવટી વસ્તુ વધારે ચમકદાર અને મોહક હોય છે, કપટીઓ પાખંડીઓ સત્યશીળ જનો કરતાં વધારે ડોળ દીમાગ અને ટીપસ રાખનારા હોય છે. સતી કરતાં અસતી વધારે પવિત્રતા અને પતિ પ્રત્યે પ્રેમ દર્શાવનારી હોય છે. પંડિત કરતાં અર્ધદગ્ધ વધારે ધુમંદ રાખે છે. રાજા કરતાં ખવાસો વધારે દસકદાર હોય છે. ઇત્યાદી.

## વાર્તા છવીશમી.

**" પૈસો મુનીજનોના મનને પણ પતળાવી દે છે. "**

દીલ્લી શહેરમાં એક ફાતમા બીબી નામની એક મેહોમેડન જાતની સ્ત્રી રહેતી હતી, તેના ધની બેહસ્તનશીન થઇ ગયો

હતો, અને સંતતી પણ કશી ન હતી. એથી એણીએ પોતાની દેહનું કલ્યાણ કરવા મક્કે હજ કરવા જવાની વિચારણા કરી ફાતમાની પાસે જે કાંઈ દાગીનાઓ હતા તેને વેચી સાટી તેના બદલના સોનામ્હોરો ખરીદી લીધી; એ મ્હોરોમાંથી ફક્ત વાટ ખર્ચીની જેટલી બહાર રાખી બાકીની મ્હોરોને એક મજબુત થેલીમાં પોતાનું કંઇ છુપું નીશાન કરી ભરી લઈ તેનું મ્હોંસારી પેઠે શીવી લીધું અને તે પછી શીવી-ટાંકા ભર્યા તે ઠેકાણે લાખનાં શીલ કરી દીધાં પછી તે થેલી પોતાના પાડોશમાં એક દેખીતો પ્રમાણીક કાઝી રહેતો હતો, તેને ત્યાં લઇ ગઇ અને કાઝીને કહેવા લાગી કે--" આ શહેરમાં વિશેષ સત્યવંત પુરશ છે એથી આ એક મારી મ્હોરોની થેલી આપને ત્યાં મુકી હજ કરવા જવા ચાહું છું. એવી અંદર આટસો મ્હોરો છે, જો હું જીવતી આવીશ તો મારી મુકેલી અનામત લઇ જઈશ અને જો કદાચ દૈવયોગે મરણને શરણ થઇ જાઊં તો મ્હોરો આપની ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરજો, ફાતમનું આવું બોલવું સાંભળી કાઝી સાહેબે કહ્યુ-" બીબી સાહેબ ! હું તો એવી ગરબડમાં પડતો નથી, પણ જો તમારી એવીજ મરજી છે તો ભલે તમો એ થેલી મુકી જાઓ અને મક્કે શરીફ જઈ વહેલા આવી તમારી અનામત લઈ જાઓ એવીજ ખુદાતાલાની પાસે દુવા માગુ છું " કાઝીની સફાઈ ભરી વાત સાંભળી ફાતમાને વધારે વિશ્વાસ બેઠો અને તરત થેલી સુપરદ કરી મક્કે હજ કરવી ચાલીગઇ

ફાતમાને ગયે જ્યારે પાંચ વર્ષ વીતી ગયાં છતાં પણ તે પાછી આવી નહી ત્યારે કાઝીની દાનત પાજી થઇ ગઈ અને આટસો મ્હોરો પચાવી જવાને વિચાર કર્યો અને કર્યું પણ તેમજ

જ્યારે સાત વર્ષ વહી ગયાં ત્યારે ફાતમા પાછી પોતાને ઘેર આવી અને બીજે દીવસે પોતાની મુકેલી મ્હોરો ભરેલી થેલી લેવા કાઝી પાસે ગઈ; કાઝીએ તુરત શીલ-શીક્કાબંધ હતી તેવીને તેવી થેલી ફાતમા બુને હવાલે કરી અને તે થેલી લઇ ફાતમાંબુ પોતાને ઘેર ગઇ; ઘેર જઇને જ્યારે થેલી ખોલી જોઇ તો તેમાં મ્હોરોને બદલે પૈસા અને કલાઇના કટકા ભરેલા જોવામાં આવ્યા એથી બહુજ ગાભરી બની ગઇ અને જેમની તેમ થેલી લઇ પાછી કાજીને ત્યાં જઈ મનનો હાલ કહી સંભળાવ્યો. એ સાંભળી કાજી બોલ્યો-"બાઇ ! તારી થેલીમાં શું ભરેલું હતુ એ મને દેખાડયું ન હતું. જેવી તેં મને થેલી સીલ-શીક્કા સાથે સોપી હતી તેવીજ સ્થિતીમાં તને સોંપી ને તેં નીશાનીઓ તપાસી પણ લીધી, કહો હવે હું શું જાણું ? કાઝીનું આવું બોલવું સાંભળી બીચારી ફાતમા તો હૈયાભંગ થઇ ગઇ અને રોતી કકળતી કહેવા લાગી કે-" કાઝી સાહેબ ! થેલીમાં મ્હોરો મેં મારા હાથથી ભરી સીવી શીલ શીક્કા કરી રાખેલી હતી એટલે હું કેમ માનું ? હું ગરીબ છું મારી જીવનદોરી એ મ્હોરોપરજ રહેલી છે કદાચ આપનો એવો વીચાર હોય તો સાચવ્યા બદલ અરધી મ્હોરો આપ રાખો અને અરધી મને આપો પણ આમ છેક ન કરો એમાં ખુદા રાજી રહેશે નહી, ગરીબની હાય લેવી ઘટીત નથી. હું આપને ભલા અને પ્રમાણીક જાણી ભરોસે થેલી સોંપી ગઇ છતાં વિશ્વાસઘાત કરો છો એ તદ્દન અયોગ્ય છે.

ફાતમાંનું આવું બોલવું થતાં કાઝી તો લીલા પીળા થઇ ગયા ક્રોધ કરી તાડુક્યા કે-" જો વધારે ગરબડ કરીશ તો નકામું ર વેતરાશે માટે સુંગે મ્હોડે ઘેર ચાલી જા નહી તો હવે ધક્કા

મારી કઢાવવી પડશે. આવો બોલ સાભળતાં ફાતમાબુ નિરાશ થઇ કાઝીને ઘેરથી બહાર નીકળી બીરબલની પાશે ગઈ અને પોતાનો તમામ હાલ કહી સંભળાવ્યો. બીરબલે કાઝીને બોલાવી મ્હોરો સંબંધી પુછ્યું કે-" તમે આ બાઇની થેલીના સંબંધમાં શું જાણો છો?" કાઝીએ કહ્યું "સાત વર્ષ ઉપર આ બાઇ મારે ત્યાં એક થેલી મુકી ગઈ હતી તે ગઇ કાલેજ એને પાછી સીલ સીક્કા સુદ્ધાં સોંપી દીધી છે. મને માલમ ન હતી કે એ થેલીમાં એણીએ શું ભરેલું હતું?" કાઝીનું બોલવું સાંભળી સ્હેજ બીરબલના મનમાં શંકાને જન્મ મળ્યો, છતાં પણ એ વખતે કાઝીને વિદાય કરી તે બાઇને કહ્યું-"બાઇ! તું ફીકર કરીશ નહિ. હાલ એ થેલી મારે ત્યાં રાખીને ખુશીથી ઘેર જા, હું થોડાજ દિવસમાં તારી મ્હોરોનો પતો લગાડી દઇશ." એવી રીતે ધીરજ આપી તેને વિદાય કરી.

ચાર પાંચ દિવસ વહી ગયા બાદ રાત્રે પથારીમાં સુતે સુતે બીરબલને એક એવો તર્ક સુઝી આવ્યો કે તેના લીધે બીછાનાંની નવી ચાદર કાતરથી જરા કાપી દીધી. બીજે દીવસે નોકરે તે બીછાનું ઉપાડતી વખતે ચાદરને ફાટેલી જોઇ તેથી ગભરાઈ બીજા નોકરોને પુછી જોયું પણ તે નોકરોમાંના એક ધરડા નોકરે જરા હિંમ્મત આપી સલાહ બતાવીકે "આપણા શહેરમાં અમુક ઠેકાણે રહેનાર અમુક રફુગર રહે છે તેની પાસે આ ચાદર લઇ જા કે તે તને એમાલુમ રફુ કરી દેશે કે તેને જોઇ શહાણોં પણ વખતે ભુલાવો ખાઇ જશે, માટે ગભરાવાનું કાંઇ કારણ નથી; કેમકે જે વસ્તુને સુધારવાના ઉપાય મોજુદ છે તે માટે ફીકર કરવી એ દીવાનાનું કામ છે" બુઢાનું આવું બોલવું સાંભળી સર્વેને ધીરજ

આવી અને તરત તે ચાદર રફુગર (તુનનારા)ને ત્યાં જઈ એમાલુમ રફુ કરવા તેને ભલામણ આપી. રફુગરે પણ તદ્દન એમાલમ તુણી આપી. એ જોઈ નોકરો બહુજ ખુશી થયા અને તે રફુગારને મહેનતનું મુલ આપી તેઓ ઘેર ગયા. ચાદર જેમની તેમ બીછાનામાં પાથરી દીધી. રાત્રીની વખતે બીરબલ શયન કરવા ગયો અને ચાદર તરફ નીગાહ કરી તો સાંધેલાનું કે તુનેલાનું નિશાન પણ ન જોયું એ જોઇ બીરબલે હજુરી નોકરને પુછયું કે-" કાલે આ બીછાના પરની ચાદર ફાટેલી હતી છતાં આજે કેમ માલમ પડતી નથી ?" આ પ્રશ્ન સાભળતાંજ નોકર ગભરાયો, એ જોઇ બીરબલે કહ્યું—" ગભરાવાનું કંઇ કારણ નથી. તારો જે કાંઈ ગુન્હો થયો હશે તે માફ કરવામાં આવશે માટે જે સાચું હોય તે કહી દે." નોકરે ઉત્તર આપ્યો કે—" મહેરબાન ! કાલે ચાદર ફાટેલી મારા જોવામાં આવતાં મેં તેને રફુગરની પાસે તુણાવી લીધી છે એમાં જો કંઇ ગુન્હો થયો હોય તો તેની માફી બક્ષવી ઘટે છે." બીરબલે કહ્યું-" એ રફુગરને મારી પાસે જરા બોલાવી લાવો." આ પ્રમાણે હુકમ થતાં નોકર તુનનારાને બોલાવી લાવ્યો એટલે તેને રાજા સાહેબે પુછયું કે—" મ્હોરોની થેલી તમે કયારે તુની હતી તે સત્ય રીતે જણાવો. રફુગરે કહ્યું 'મહારાજ ! આશરેથી કહીશ કે એક થેલી મેં બે વર્ષ ઉપર તુનેલી છે અને તે તુનાવનારો એક કાઝી હતો. બીરબલે પુછયું-"એ થેલીમાં શું ભરેલું હતું તેની તમને ખબર છે ?" રફુગરે કહ્યું-" જી તેમાં ત્રાંબાના કકડા અને પૈસા હતા." બીરબલે પુછયું-"એ કામ કરવાની મહેનત શું મળી હતી ?" રફુગરે કહ્યું-" બે સોના મ્હોરો " બીરબલે પુછયું તે સોના " મ્હોરો વટાવી દીધી છે કે ઘરમાં પડી છે ?" તુનનારે

કહ્યું એક વટાવી છે અને એક મોજુદ છે. " બીરબલે કહ્યું-" એ મ્હોરને જરા અહીં લઈ આવો ? આવો હુકમ થતાંજ રઘુગર પોતાને ઘેર ગયો અને રહેલી મ્હોર લઇ પાછો બીરબલની હજુર આવ્યો.

રઘુગરના આવતાં પહેલાં પેલી બાઇ અને કાઝીને બોલાવી લીધેલાં હતાં. કાજીએ રઘુગરને આવેલો જોયો કે તેના હોશજ ઉડી ગયા મ્હોં ઉપર શાંમાસ ઢળી ગઇ, રૂંવાટાં વીખળાઇ ગયાં કપાળે પરસેવો ફુટી આવ્યો અને દીલનો ધબકારો વધી પડ્યો. બીરબલની નજર કાજી તરફ જતાં તેની મુખમુદ્રા જોઇ નિશ્ચય કરી લીધો કે કાઝી રઘુગરના આવવાથી ગભરાયો. બીરબલે પેલી મહોર લઈ બાઇને આપી કહ્યું-" બાઇ આ મહોર ઉપર બારીકીથી નજર કર કે તારૂં કરેલું નિશાન છે ? જો હોય તો બતાવ " તે બાઇએ બારીક રીતે તપાસી જોયું તો પોતાનું કરેલું નિશાન તેની નજરે પડયું એને તે બીરબલને બતાવ્યું. પછી બીરબલે રઘુગરને થેલી બતાવી પુછયું—" શું બે વર્ષ ઉપર જે થેલી તુની હતી તે આજ હતી. " રઘુગરે કહ્યું—" જી હજુર ! આજ થેલી છે. " બીરબલે પુછયું—" તમે કઈ જગોએથી તુની હતી ? " રઘુગરે બતાવ્યું-" આ જગોએ તુની હતી. " તે પછી બીરબલે કાઝીને પુછયું-" કહો હવે તમે શું ઉતર આપો છો ? " આવો બોલ સાંભળતાંજ કાઝી નિરૂત્તર બની નીચુંજ જોઇ ગયો. બીરબલે તરત તેને સાચો ગુન્હેગાર જાણી તેને કેદમાં મોકલાવી દીધો અને તેના મકાનમાં ઝડતી લેતાં જેમની તેમ થીજી થેલીમાં ભરેલી મ્હોરો મળી આવી અને તે બાઇને બતાવતાં તેણીએ તે મ્હોરો ચીન્હથી ઓળખી પોતાનીજ છે એમ સાબિત કરી દીધું એટલે કાઝીની તમામ મીલકત સરકારમાં ખાલસા કરી

લીધી તથા મ્હોરો ફાતમાબુને સ્વાધીન કરી અને રજુઆરને બે મ્હોરો આપી ખુશી કર્યો. આ પ્રમાણે કરેલા ન્યાયથી બાદશાહ અને કુલ સભાસદો તાજુબ થયા અને બીરબલના બુદ્ધિબળની તારીફ કરવા લાગ્યા.

**સાર**—(૧) પૈસા જોઇ ભલભલાનાં મન ચળી જાય છે. (૨) પૈસા વગેરે જે કંઇ ચીજ કોઇને ત્યાં અનામત મુકવી હોય તો જેને ઘેર સોંપવી હોય તેને તે વસ્તુ બતાવી ગણી તથા ત્રાહીત મનુષ્યના વિદ્યમાન સુપરદ કરવી, નહી કે ગુપચુપ તેવી બાબતનો સંબંધ ચલાવી પહોંચ લીધા વિના સોંપી ચાલતું થવું (૩) અમલદારોએ માત્ર પુરાવાપર આધાર ન રાખતાં આસપાસના બારીક સંજોગો માટે તલ સ્પર્શ વિચાર કરી પુર્ણ ચાલાકી સાથે તપાસ ચલાવી ગુન્હાનો શોધી કહાડવો. (૪) સત્તાવાળાએ કે લાગવગવાળાએ ગુન્હો કર્યો હોય તોપણ પક્ષ રહિત કેસ ચલાવી યોગ્ય શિક્ષા આપવી કે જેથી અન્ય પણ એવો અન્યાય કરતા અટકે.

---

## વારતા સતાવીશમી.

### " કામ શાંતિ કરનારપરજ સ્ત્રીઓ વિશેષ પ્યાર રાખે છે "

એક સમય અકબ્બરશાહની હજુરમાં એક પુરૂષે આવી એવી ફરીયાદ કરી કે-"જહાંપનાહ ! મારી સ્ત્રી દુરાચારિણી છે અને જાર પુરૂષ નિરંતર આવે છે પણ તે મારા જાણવામાં નથી આવતો કે કોણ છે ? માટે તેને પકડી આપવા મહેરબાની થવી જોઇએ." બાદશાહે તેની વાત સાંભળી તેને એક ઉમદા અત્તરથી ભરેલી શીશી આપી કહ્યું કે-" આ શીશી તારી બૈરીને સુપરદ કરજે અને તેને ભલામણ આપજે કે આ શીશીમાંથી કિંચીત

પણ અત્તર ઉપયોગમાં લગાવશે નહી. જો આ પ્રમાણે કરીશ તો તારો ગુન્હેગાર હું પકડી આપીશ." આટલું કહી તેને વિદાય કર્યો અને તે ગરજુ મનુષ્યે પણ તેજ પ્રમાણે પોતાની બૈરીને અત્તરની શીશી સોંપી પુરતી ભલામણ આપી.

ફરીયાદીના ગયા પછી શાહે તેના ઘરની આસપાસ છુપી પોલીસના માણસોને એવી ભલામણ આપીને બેસાર્યા કે જો અમુક સખ્સના ઘરમાંથી તમોને જે નમુનો આપ્યો છે એવા અત્તરની ખુશબો સહીત કોઇ પુરૂષ નીકળે તો તેને તુરત કબજે કરી અહીં લેઈ આવવો.

જ્યારે પેલી સ્ત્રીનો યાર રાત્રિના સમય આવ્યો ત્યારે પેલી દુરાચરણી સ્ત્રીએ તરત પેલી અનામત તરીકે સોંપેલી અત્તરની શીશી પેટીમાંથી બહાર કહાડી તરત તેમાંનું અતર યારને લગાવ્યું, અને યાર પણ તેની ખુસબોથી મસ્ત બની તેની સાથે મઝાહ લૂંટવામાં લીન થયો. પરસ્પર કામ સાંતિ થયા પછી પ્યાર ભરી વાતો કરતાં યારે પૂછ્યું કે—" મારી સજીવન મૂળી ! આ ઉમદા બસરાઈ અતર તારે હાથ ક્યાંથી આવ્યું ?" સ્ત્રીએ સ્મિત હાસ્ય વક્ર કટાક્ષ અને હાવભાવ સહ આલીંગન આપી કહ્યું—

" મારા દીલોજાન ! આ અત્તરની શીશી મને મારે ધરવાળે આપી હતી અને મને સખ્ત ભલામણ કરી હતી કે એમાંથી વાપરીશ નહી, પરંતુ તેના હુકમની મને ક્યાં દરકાર. મને તો માત્ર આ મારા રસિલા છબિલા છેલ અને ફાંકડા સરકારની જ દરકાર છે. કદાચ અતર વાપર્યાની બદલ ધણી કંઇ બબડશે કે માર મારશે તો તે તારી ખાતર સહન કરી લઈશ, પણ મારો શોખ તો પુરો થયો છે ને ? મારા રસીક મણી ! તમારી ખા-

તર કદાચ મારી ગરદન ધડપરથી અલગ થવાનો વખત આવે તો પણ શું થયું ! આશક નટ, સાધક, સુરવીર અને યોગી થવું એ સ્હેલ નથી પણ ખરાખરીનો ખેલ છે, જો પાર પહોંચે તો મોજ માણે અને વચમાં સપડાઇ પડે અપાર કષ્ટ વ્હોરી લે; માટે એ તો ઇશ્કનો એ ગમ પંથ છે. સત્ય સ્નેહ થયો ત્યાં ન્યાત જાતનો નિયમ રહેતો નથી. મોટાઇ રહેતી નથી અને દુનિયાદારી પણ રહેતી નથી. પરિપકવ પ્રેમ એનુંજ નામ છે કે સદા એકરંગ રહે તેજ, તો વ્હાલા તમારા પ્રેમની ખાતર પતિને પણ પેંજાર તુલ્ય ગણી તેના હુકમને હવામાં છોડી દઉં તેમાં નવાઇ જેવું નથી.” આવાં પ્યારનાં વચનો સાંભળી યારે પ્યારથી કહ્યું કે—“ મારી આંખની પુતળી તારો આવો ભોલ મજીઠના પક્કા રંગ સરખો પ્યાર છે તોજ. હું પણ માત પિતા, ભાઇ, કુટુંબ કબિલો, ઘરબાર કે ઇજજતની જરા દરકાર ન રાખતાં નિરન્તર તારી હાજરીમાંજ હાજર રહું છું. મારી મન મોહના મેં પણ એવી દઢ પ્રતિજ્ઞા કરી છે કે મારા જીવમાં જીવ હોય ત્યાં સુધી તારી સંગાથે સત્ય સ્નેહ નભાવવો, કદિ દૈવયોગે વિપત્તિનું સાતપડુ વાદળ મારા શિરપર ઘેરાઇ આવે તો પણ શું થયું એ તો માથા સાટેનો માલ છે. કષ્ટ સહ્યા વિના કાર્ય સિદ્ધ ક્યાંય પ્રાપ્ત થતીજ નથી માટે મારી પ્રેમમુર્તિ ! હું તને સદૈવ આવીજ રીતે સાંસારીક સુખ આપતો રહીશ. ” વગેરે વગેરે વાતો કહી પોતાની આશનાને આનંદ :આપી રજા માગી પોતાના ઘર ભણી રવાના થયો, જેવોજ તે ઘરની બહાર નિકળી જરા દૂર ગયો કે તરત તેને પેલા સરકાર તરફથી મોકલેલા છુપી પોલિસના માણસોએ તેને પકડયો અને કહ્યું–“ તમને બાદશાહ

સાહેબ બોલાવે છે માટે ઝટ આગળ થાઓ." આવો હુકમ સાંભળતાં તેણે એટલુંજ પૂછ્યું કે તમો કોણ છો તે જ્યાં સુધી મારા જાણવામાં ન આવે ત્યાં સુધી તમારા હુકમને તાબે થનાર નથી. માટે તે પહેલાં જણાવો. સીપાઈઓએ કહ્યું-"અમે છૂપી પોલીસના માણસો છિએ અને જુઓ આ અમારી પાસે ગુપ્ત પોલિસનાં ચિન્હો છે, કહો હવે એ સરકારી ચિન્હોને તાબે થશો કે કેમ?" જાર પુરૂશે કહ્યું-"હવે તો હુકમને માન આપ્યા શિવાય છુટકોજ કયાં છે! બાધ છોડતો માલિક અખત્યાર છે તો પછી તમે જે હુકમના બંદા તેની સાથે શા માટે રકઝક કરૂં?" એમ કહી તેઓને તાબે થઇ આગળ ચાલ્યો અને ખુદ નામદાર હજુરની હજુર તેને સીપાઈઓએ લાવી ખડો કર્યો

બાદશાહે તરત પેલા ફરીયાદીને બોલાવી કહ્યું કે,-જેને તું હંમેશાં ખોળતો હતો તેજ આ તારી સ્ત્રીનો યાર છે? કેમ જે તને અહિંથી અત્તરની શીશી આપવામાં આવી હતી અને જેને નહિ વાપરવા માટેની તારી દુરાચરણી સ્ત્રીને સખ્ત ભલામણ કરી હતી તેજ અત્તર આ દુરાચારી પુરૂષના પાસે મેંકી રહ્યું છે, વિશેષ ખાત્રી માટે તારે ઘેર જે શીશી સ્ત્રીને અનામત તરીકે સોંપી છે તે લાવીને તેની અંદરથી ઓછું થયેલું જો અને ખુશબો સાથે પણ સરખામણી કરી લે એટલે નિસંદેહ." આવું શાહનું બોલવું થતાં પેલા ફરીઆદીએ તેમજ કર્યું તો પુર્ણ ખાત્રી થઇ કે આ પુરૂષજ મારી કુલટા કામીનીનો યાર છે તદનંતર તે યારને અને દુરાચરિણીને યોગ્ય નશિયત આપવાના ઇલાજ અમલમાં લેવરાવ્યા.

**સાર**—(૧) જે પુરૂશોમાં સ્ત્રીને સ્વાધીન કરવાની ઘટિત શક્તિ હોતી નથી કિંવા સ્ત્રીને કોઈ પ્રકારે પણ સુખશાંતી

આમ ન થતી હોય તેથી સ્ત્રી નઠારી વર્તણુકવાળી થાય છે. (૨) દુરાચારી સ્ત્રીઓને યારના પ્યાર સંપાદન સિવાય કશાની પણ દરકાર હોતી નથી. તથા તેને કુળ ધર્મ વિગેરેની કે શરમની કશી પરવાહ હોતી નથી. માત્ર પરવાહ કામ શાંતિનીજ રાખે છે (૩) જે સમય જોયતા પુરાવા ન હોય તો અધીકારીઓએ કોઇ યુક્તિ વાપરી સાચા ગુન્હગારને શોધી લેવા માટે ખંત રાખવી, (૪) ગુપ્ત પોલીસના માણસોએ પણ ખરી નિમકહલાલીથી પોતાની નોકરી બજાવી જેમ બને તેમ અરોપીનેજ રાજદંડ દેવરાવવા ચાંપતાં પગલાં ભરવાં ન-હિ કે ચેરીમેરી મળતાં કે શરમ સીપારસ આવી લાગતાં સાચા ગુન્હેગારને છોડી દઇ રસ્તો જનારને સપડાવી શિક્ષાને પાત્ર ક-રાવવા; (૫) કોઇ પણ માણસને તાબે થતાં પહેલાં તે કોણ છે શા માટે મને તાબે કરવા ધારે છે અને તેનો હેતુ શું છે વગે-રેથી વાકેફ થઇ પછી તાબે થવું.

---

## વાર્તા આઠવીસમી.

**“ વ્યવહાર જાળવવા માટે કેવી વિપતિઓ વેઠવી પડેછે ? ”**

એક કૃષ્ણચંદ નામનો મહાન વ્યાપારી દીલ્હી શહેરમાં ર-હેતો હતો. એ શાહુકારની દુકાન ઘણી જુના વખતથી એક સરખી અને ઉત્તમ વ્યવસ્થા સહીત ચાલતી હતી. એ પેઢીની આડતો દેશો દેશ અને શહેરો શહેર હતી. એક દિવસ સં-યોગવાન એકી વખતે ખડા ઉતાર હુંડીઓ ફક્ત પાંચ લાખની જ આવી હતી એટલે તરત રૂપિયા ગણી આપવાજ જોઇએ-વ્યાપારીઓ ચાહે તો લક્ષાધિપતિ કે કરોડાધિપતિ કહેવાતા હોય

પણ તેઓના ઘરમાં તેટલાં નાણાં સિલીકમાં હોતાં નથી. તે તો વ્યાપારમાંજ રોકાયલાં હોય છે. પોતે માત્ર ત્રણ પહોર રળે, પણ નાણાં તો આઠે પહોર રળ્યાજ કરનાર છે. તો પછી તેઓને ઘરમાં રાખી મુકયે કેમ પાલવે ? અવાર નવાર એક બીજાને ત્યાંથી આવતાં જાય એટલે વ્યવહારમાં ખામી આવે નહી એવો ક્રમ રાખેલો હોય છે, પરંતુ કૃષ્ણચંદ્ર શેઠને તેમ થવામાં એ અડચણ આવી કે જે દિવસે તરત રોકડા પાંચ લાખ રૂપીયા ભરવાના તે દીવસે સિલીકમાં માત્ર પાંચ હજાર રૂપિયાજ હતા એથી આંટ જાળવવાની ફિકરમાં પડયા. લાગતા વળગતાઓને ત્યાં ગુમાસ્તાઓને મોકલી નાણાની સગવડ કરાવવા માંડી. પણ સમયની બલિહારીના લીધે કયાંયથી પણ જોઈતી રકમનો તાકડો ખાધો નહી એથી શેઠ બહુ ફિકરમાં ફસાયો. હવે શું કરવું અને હાલ ઘડી મોટી રકમ કયાંથી લાવી પુરી પાડવી તેજ વિચારમાં નિમગ્ન થઈ ગયો. દરદાગીના વગેરે મારી પાસે પુષ્કળ છે પણ શું તે મારાથી આટલી પાંચ લાખ જેટલી નાની રકમ માટે કોઇને ત્યાં મુકવા જવાય ? જો તેમ થાય તો તો પછી આબરૂને માથે છીણી મુકાઈજ તો. તે તો પ્રાણ ગયે પણ ન બને, માટે અન્ય કોઈ ઇલાજ લેવાય તોજ બને એમ વિચાર કરતો કરતો કેટલોક વખત લમણે હાથ દઇ બેસી રહ્યો અને છેવટ તે એ વિચારપર આવ્યો કે-માત્ર હવે એક પ્રેમચંદ શેઠને ત્યાં જવાનું બાકી રહ્યું છે ને ત્યાં હું જાતે જાઉં તો રૂપીયા મળે. પણ તે સદા દુષ્ટ હૃદયનો કુકૃત્ય કરનારો. ખોટાં ખત લખાવનારો, જુઠી સાક્ષીયો ભરનારો પાપ પુન્ય ન ગણતાં ફક્ત ધનજ મેળવનારો અને ખોડ તેની જોડ નહી એવો કાણો છે એટલે એમાં

શી ખામી હોય, પણ કરવું શું ? **ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડે**—એ કહેવતને માન આપ્યા વિના અત્યારે છુટકોજ નથી માટે ચાલ જીવડા ! હવે એનેજ ત્યાં, એમ નિશ્ચય કરી કૃષ્ણચંદ્ર પ્રેમચંદને ઘેર ગયો. પરસ્પર યથોચીત પ્રણામ કરી વાતો કરવા લાગ્યા. મતલબની વાત કરવાનો સમય લાવી કૃષ્ણચંદ્રે એક માસની મુદતે પાંચ લાખ રૂપીયા ચાર રામ લેખે વ્યાજ સહીત લેવા માગણી કરી, પણ પ્રેમચંદ તેમ કરવા ચાહતો ન હતો. માત્ર પોતાના અંતરંગમાં નીજ દરકાર નથી. તેમ તમારા સરખા ગર્ભશ્રીમંત પાસેથી વ્યાજ લઈ રૂપીયા આપવા એ યોગ્ય માનતો નથી. આપ કોઇ દીવસ નહી અને આજે જાતે ચાલી મારે ત્યાં પધાર્યા છો તો તો આપથી રૂપિયા વધારે નથી માટે રૂપિયા ખુશીથી લઇ જાઓ. પણ મારી એક અરજ છે તે એ કે જો મુદ્દતસર રૂપિયા નહી આવતાં વધારે વખત જશે તો તે રૂપિયાના બદલામાં આપના શરીરનું સવાસેર માંસ મારે હાથે કાપી લઇશ. જો એ શરત કબુલ હોય તો ગણીલ્યો રૂપિયા.

આ પ્રમાણે પ્રેમચંદનું બોલવું સાંભળી કૃષ્ણચંદ્રે વિચાર્યું કે " દુષ્ટે તો મારૂં કાસલ કહાડવાજ નિશ્ચય કર્યો; પરંતુ તેનું ધાર્યું થવાનો વખતજ આવશે. નહિ. મુદત પહેલાં તો પચીસ લાખ રૂપિયા જોઇશે તો લાવી ખડા કરી દઇશ. માટે તેની શરત કબુલ કરવામાં શો વાંધો છે ! વ્યાજ બચશે અને આંટ સચવાશે, તો પછી શા માટે ભુલવું જોઇએ, ભલે એ દાવ પેચમાં રમે અને ધારે કે મારી સાથેની શરતમાં કૃષ્ણચંદ હારશે તો તેનો ઘાટ ઘડાઇ જશે. ને પછી સંતતી છે નહિ તેથી પેઢીનો વહીવટ બંધ પડી જશે. એથી અમારી પેઢી વધારે માનવંતી

ચરી પણ તે વિચારો શેખસલીના સરખાજ છે. હશે તેમાં મને શું નુકસાન છે? મારે તો મારો સ્વાર્થ સિદ્ધ થાય એટલે ફ્કિરીયો ગઢ જીત્યા "ઘણી ચુકયો એકસો વીસ વર્ષ જીવે" આ પ્રમાણે નિશ્ચયપર આવી બોલ્યો કે—"હા, જો હું મુદત પુરી થતાં નાણાં ન ભરી શકું તો ભલે તમારા ઇરાદા પ્રમાણે સવાસેર માંસ કાપી લજો." પ્રેમચંદ્રે કહ્યું "વારૂ ત્યારે એ સંબંધના એટલા અક્ષરો લખી આપો એટલે પત્યુ. કૃષ્ણચંદ્રે તરત તેટલા અક્ષરો લખી આપ્યા અને રૂપીયા લઇ પોતાને ઘેર ગયા, અને આંટ સાચવી આનંદમાન થયો. અહા ! વ્યવહારની વાટ પણ વિકટ વિપત્તીઓથી ભરપુર છે ! !

પ્યારા પાઠકો ! ઇશ્વરની ગતિ વિશ્વથી ન્યારીજ છે. મનુષ્ય જે ધારે છે તેનાથી વિપરીત વિચાર દૈવના ચાલતા દેખાય છે. કોવીદ કવિયોએ કહ્યું છે કે-**મેરે મનમેં ઔર હે કર્તા કે મન ઔર ઓધો કહે ઓધો સુનો જુઠી મનકી દોર.** વાસ્તવિક રીતે વિચારતાં ઘણી પખત એવાજ દાખલાઓ દ્દષ્ટિગોચર થાય છે. અરે ! દુરની કયાં વાત કરવી ? આપણા કૃષ્ણચંદ્રનીજ વાત વિચારો કે- તેણે પ્રેમચંદ્રનાં નાણાં તરત પાછા આપવા ધાર્યા હતાં, પણ તેના મનની વિચારણા મનમાંજ રહી, મુદત વીતી ગઇ. જ્યાંથી નાણા આવવાનાં હતાં ત્યાંથી આવી પહોંચ્યાંજ નહી, તબીયત નાદુરસ્ત રહેવાથી અન્ય ખટપટ પણ કશી બની શકી નહી, અને દુષ્ટ પ્રેમચંદ્રે નાણાં વસુલ કરવાનો તગાદો શરૂ કર્યો. એથી તેણે (કૃષ્ણચંદ્રે) સગાં સંબંધીઓ વગેરેને કહી પાંચ લાખ રૂપીઆ વ્યાજ સહીત એકઠા કરી પ્રેમચંદ્રને ત્યાં પહોંચતાં કરાવ્યા, પણ તેણે તે રૂપીઆ લેવા ના પાડી, કેમકે વાયદો વીતતાં તેની દુષ્ટ ધારણા પાર પાડવાને લાગ હાથમાં આવી

લાગ્યો હતો અને પાંચ લાખ રૂપીયાની ગરજ ન હતી પણ તેનો જાન લેવાની ગરજ હતી એથી તેણે કહેવરાવ્યું કે—" હવે શરત પ્રમાણે રૂપિયા લેવા ખુશી નથી, પણ સવાશેર માંસ એના (કૃષ્ણચંદ્ર) ના શરીરનું મારે હાથે કાપી લેવા ખુશી છું." આવાં વાક્ય સાંભળી ગુમાસ્તો પાછો આવ્યો અને કૃષ્ણચંદ્રને સર્વ હકીકત કહી સંભળાવી. એટલે તો તે બીચારો મુળ તો બીમારી ભોગવતો હતો અને તેમાં વળી આ પ્રાણઘાતક સમય દૃષ્ટિ સમીપ ખડો થયો જાણ્યો જેથી વધારે બીમાર થઇ ગયો. પ્રકૃતિ છેક લથડી ગઇ, કરારથી બંધાઇ ગયો હતો એટલે લાચાર હતો. વ્યવહારીઆઓને તો માત્ર જબાનના સાટેજ કરોડો રૂપીયાનો વ્યાપાર ચાલે છે. કરાર પ્રમાણે પળવું એ તો એઓની મુખ્ય ફરજજ છે એટલે નાઇલાજ હતો.

દુષ્ટ પ્રેમચંદે કેટલીક વખત કરાર પુરો પાડવા કહેવરાવ્યું પણ તે બીચારો બીમાર હોવાથી કશું પણ કરી શકયો નહી ને ઉલટો એ ફીકરને લીધે દર્દનો વિશેષ દોરત થતો ગયો. પ્રેમચંદ તો લાગલી કૃષ્ણચંદ્રપર ફરીયાદ માંડી એટલે કૃષ્ણચંદ્ર અશક્ત હતો છતાં પણ કાઝી (ન્યાયાધિકારી) ના તેડાથી કચેરીમાં ગયો કાઝીએ કૃષ્ણચંદ્રને પુછ્યું કે--" શું તમોએ આ કચેરીમાં હાજર છો એ પ્રેમચંદ્ર પાસેથી આવી શરતે પાંચ લાખ રૂપીયા લીધા હતા કે જો એક મહીનામાં તે રૂપીઆ ન આપી શકું તો મારા શરીરમાંથી સવાશેર માંસ તમારા હાથે કાપી લ્યો : કૃષ્ણચંદ્રે અરજ કરી-" હાજી ઠરાવતો એવો કર્યો હતો, પણ મે વ્યાજ સાથે રૂપીઆ મોકલાવ્યા છતાં એમણે લીધા નહિ. ફકત એ તો સવાશેર મારા શરીરનું માંસ લેવાજ માગે છે. માટે આપ સાહેબને જે યોગ્ય લાગે તે ન્યાય આપો. કૃષ્ણચંદ્રનું આ પ્રમાણે

બોલવું સાંભળી કાઝીએ કહ્યું-"તમારી કબુલાતથીજ તમે બંધાઇ ચુકયા છો એટલે હું હવે તમને છોડી શકતો નથી. હવે તો ફરીયાદી જે જગોથી સવાશેર માંસ કાપી લેવા માગે તે જગોથી કાપી લેવા દો."

આ પ્રમાણે કાઝીનો ફેંસલો સાંભળી કૃષ્ણચંદ્રના તો હોશજ ઉડી ગયાં, ભયને લીધે હૈયા ભંગજ થઇ ગયો અને અંગો અંગ પરાયાં થઈ પડયા. પણ તેને યાદ આવ્યું કે-" દુઃખ વખતે ધૈર્ય ધારણ કરી યોગ્ય ઉપાય લેવા કે જેથી વિપત્તિનું વાદળ વખતે, વેરાઈ પણ જાય." એમ વિચારી તેણે કાઝીને અરજ કરી કે— "આ ફરીયાદીના સ્હામે મારે શાહેનશાહની હજુર અરજ કરી દાદ મેળવવી છે માટે હજુરશ્રી તરફનો જ્યાંસુધી ચુકાદો ન મળે ત્યાં સુધી આપ આ આજ્ઞાને અમલમાં ન લાવશો એવી મારી અરજ છે."

કૃષ્ણચંદ્રની આ અરજને કાયદા પ્રમાણે કાઝીને કબુલ રાખ્યા વિના છુટકોજ ન હતો એથી એ અરજ કબુલ રાખી એટલે કૃષ્ણચંદ્ર તરત અકબરશાહ હજુર અપીલ નોંધાવી, યોગ્ય ન્યાય મેળવા અરજ કરી. બાદશાહ પણ તે બન્ને વાદી પ્રતિવાદીને પીછાણતો હતો કે એઓ પ્રતિષ્ઠિત ગૃહસ્થો છે છતાં આ નવાઇ જેવા બનાવ જોઇ બહુ ચકિત થઈ ગયો. કૃષ્ણચંદ્ર નગરશેઠ હતો અને તેની દુકાન પેઢી દર પેઢીથી ભારે આટ સહિત ચાલતી હતી તેમજ કેટલાક સરકારી કામોમાં પણ તેણે સારો ભાગ લીધેલો હતો એથી બાદશાહને એવો વિચાર થયો કે જો ન્યાય ધર્મ કાયમ રહેતાં કોઇ રીતે એવા માનવંતા ગૃહસ્થનો જાન બચે તો વધારે આનંદ થાય, પણ એ કામ બીરબલ શીવાય અન્ય કોઇ ન્યાયાધીકારીથી થઇ શકે તેવું નથી માટે તેનેજ સોંપવું યોગ્ય છે. એવો વિચાર કરી કૃષ્ણચંદ્રને કહ્યું—"તમારી અપીલના સંબંધમાં ઘટતો ઇન્સાફ મળશે. તમે ખુશીથી ઘેર જાઓ ? હાલ તમા-

રી તબીયત તદન લથડી ગએલી છે માટે અહી આવવા કરવાની નાહક તસ્દી લેશો નહિ. ઘેર રહી સુખપુર્વક આષધોપચાર કર્યા કરો.'' ખુદાવીંદનું! આવું બોલવું સાંભળી કૃષ્ણચંદ્રને ધીરજ આવી કે મારા પર નામદારની રહેમ નજર છે માટે મારો બચાવ થશેજ. આથી તે વિનય પુર્વક સલામ કરી પોતાને ઘેર ગયો.

બીજે દીવસે અકબરશાહે બીરબલને કૃષ્ણચંદ્ર સંબંધી આ-કેસ કહી સંભળાવ્યો અને અન્યાય થાય નહિ ને કૃષ્ણચંદ્રનો જાન બચે એવી કોઇ અપુર્વ યુક્તિ શોધી ઇનસાફ આપો એવો વિચાર દર્શાવ્યો. બીરબલે પણ એટલુંજ કહ્યું કે--''નામદારની મરજી મુજબજ ન્યાયપુર્વક નગરશેઠનો બચાવ થશે.''

કૃષ્ણચંદે અપીલ કરી છે એવું જાણ્યું કે તરત તેના વિરૂધ્ધ પ્રેમચંદે પણ બાદશાહના હજુર અરજી દાખલ કરી, એટલે બા-દશાહે બીરબલને કહ્યું-''આ પ્રેમચંદની કૃષ્ણચંદ્ર પર સવાશેર માંસ કાપી લેવાની દાવાની અરજ છે માટે એમને યોગ્ય ઇન-સાફ આપો'' બીરબલે કહ્યું--''માત્ર નામવરની આજ્ઞા થવાનીજ દેર. હવે ન્યાય આપવામાં વિલંબ લાગશે નહિ.'' એમ કહી નગ-રશેઠ કૃષ્ણચંદ્રને બોલાવી મંગાવ્યો. અને પ્રેમચંદ સન્મુખ ખડો કરી પ્રેમચંદ્રને પુછ્યું કે--''કેમ તમારે રૂપીઆ તો જોઇતા નથી ને? પ્રેમચંદ્રે કહ્યું--''જી ના. મારે તો કરાર પ્રમાણે સવાશેર એના શરીરનું માંસ જોઇએ છે.'' બીરબલે કહ્યું--''ભલે ઠીક છે તેમજ કરો. પણ સરત કરતાં વધારે કે ઓછું માંસ કાપશો કે લોહી નીકળશે તો તમારાં ઘરબાર સરકાર જપ્ત કરશે અને તમા-રાં બાળ બચ્ચાં સહિત સર્વને હમણાં દંડ દેવામાં આવશે.''

આ પ્રમાણે આજ્ઞા સાંભળતાંજ પ્રેમચંદ ગભરાયો અને એક શબ્દ પણ બોલી શક્યો નહિ. બીરબલે ફરી હુકમ કર્યો-કે

"જલદી કરો, કોની રાહ જુવો છો ? તમારી સરત માંસ કાપી લેવાની છે તે પુરી કરો. પ્રેમચંદ્રે કહ્યું-મને માંસ જોઈતું નથી. પાંચ લાખ રૂપીઆ વ્યાજ સાથે અપાવી દો. "બીરબલે કહ્યું—"જે વખતે કૃષ્ણચંદ્ર રૂપીયા મોકલાવ્યા હતા તે વખતે કેમ લીધા નહિ ? હવે રૂપીયા નહિ મળે, બસ માંસજ લેવું પડશે ? તું તેમ નહિ કરીશ તો રાજ હુકમનું અપમાન કર્યાનો ગુન્હો લાગુ થશે, અને તે બદલ દશ લાખ રૂપીયાનો દંડ લેવામાં આવશે. માટે કહો હવે શું કરવા માગો છો તે જલ્દી કહો" પ્રેમચંદ્રે કહ્યું—"મહેરબાન સાહેબ ! મારે તો હવે કશું પણ જોઇતું નથી. બીરબલે કહ્યું—" તેં રાજ આજ્ઞાનો અનાદર કર્યો માટે દશ લાખ રૂપીયા દંડમાં આપવા અને પ્રતિષ્ઠિત નગરશેઠ પર દ્વેષ કરી ઇરાદાપુર્વક તેને મહાવ્યથા કરવા સવાશેર માંસ કાપી લેવા યુકિત આદરી હતી એ માટે છ મહિનાની સખ્ત કેદખાનાની તને શિક્ષા કરવા કોરટ હુકમ ફરમાવે છે."

આ પ્રમાણે દંડ અને શીક્ષા થએલી જાણી પ્રેમચંદ્ર ગભરાયો, પણ ઉપાય શો તેને તરતજ સીપાઇઓ કારાગ્રહ-જેલખાનામાં લઇ ગયા અને દશ લાખ રૂપીઆ દંડના તેની મીલકત આથી વસુલ કરી લીધા. આ પ્રમાણે ન્યાય આપેલો જોઈ બાદશાહ બહુજ ખુશી થયો અને બીરબલના બુદ્ધિબળની બહુજ તારીફ કરી ધન્યવાદ આપી આવેલા દંડના રૂપીયા બક્ષીસ કરી દીધા. તેમજ કૃષ્ણચંદ્રને તેની ઉત્તમ ચાલથી અને પોતાના દુકાનની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા સવાશેર માંસ પોતાના શરીરમાંથી આપવા પણ પાછી પાની ન કરી તે બદલ તેને સતકોટી ધન્યવાદ આપી તેના લાયક સરપાવ આપી વિદાય કર્યો.

સાર—(૧) ધંધાવાળા ભાઇઓ પોતાનો ઉદય થવા કેવા

પ્રપંચો રચી સ્હામાને સપડાવી વેર વાળવા યત્નો કરે છે. (૨) ન્યાયાધીકારીઓ ન્યાયપુર્વક કેવી બારીકીઓ શોધી સદાચરણી-ઓના જાન બચાવે છે ? (૩) વ્યાપારીઓ પોતાની આબરૂ જાળવવા કેવાં જોખમો વ્હોરી લે છે ? (૪) કદરદાન રાજેશ્વરો મંત્રીઓના રૂડાં કાર્યની કેવી કદર બુઝે છે ? વગેરે વગેરે આ વાત પરથી ધડો લેવાનો છે.

## વાર્તા ઓગણત્રીસમી.

**" પ્રશ્નોત્તર આપવામાં પણ મનુષ્યની પરીક્ષા થાય છે. "**

એક સમય અકબર બાદશાહ દરબારમાં દરબારીઓ સંગાથે વાર્તાવિનોદ ચલાવતા હતા એટલામાં બાદશાહે પુછયું કે—" રાજા સાહેબ ! દુધ કોનું સારૂં ? પાંદડું કોનું શ્રેષ્ટ ? ફુલ કયું ઉત્તમ ? રાજા કયો મોટો ? ફળ કયું ઉત્તમ ? અને મીષ્ટતા કોની સ્તુતિ પાત્ર છે ? " આ પ્રમાણે પ્રશ્નો સાંભળી પ્રત્યેક સભાસદો વિચારમાં પડી ગયા કે આ પ્રશ્નોનો જવાબ આપીએ તો યોગ્ય જણાય પરંતુ બીરબલ સર્વનું પાણી રાખવા બોલી ઉઠયો કે—" પ્રજાપતિ પાલક ! દુધ તો માતુંજ ઉત્તમ છે કે જેનાથી ગર્ભજ માત્રનું પોષણ થાય છે. પાન નાગરવેલનું ઉત્તમ છે કે જેના આપવાથી નોકર ધણીના માટે પ્રાણ ને પણ ઓવારી નાખે છે અર્થાત પાન બીડું ઝડપનારા ધણીની ધારણા પાર પાડવા પ્રાણની આહુતી પણ આપવામાં પાછા પડતા નથી. ફુલ કપાસનું ઉત્તમ છે કે જેના ડારબુથી ૩ થાય છે અને તેથી સુતર બની વસ્ત્રપથી સંસારની લાજ શરમ આબાદ રાખે છે. રાજાઓમાં મોટો રાજા મેઘ છે કે જેના વરસવાથી ચરાચરનું પાલન થાય છે. ફળોમાં પુત્ર ફળ એજ સર્વોત્તમ છે કે જેના સપુતાઇથી બાપ દાદાઓનું

નામ ઉજ્વળ થાય છે અને મીષ્ટતા જીભની ઉત્તમ છે કે જેના લીધે સર્વે સ્થળમાં આદરમાન મળે છે અને ધાર્યાં કામ પાર પડે છે." આ પ્રમાણે પ્રશ્નોતર મળવાથી બાદશાહ બહુજ પ્રસન્ન થયો અને બીરબલની બુદ્ધિચાતુર્યતાનાં બહુજ વખાણ કર્યાં.

**સાર**--વખતો વખત પોતાના મંડળમાં વિચીત્ર પ્રશ્નો કરી કોની બુધ્ધિ વિશેષ તેજ છે તેનો તપાસ કર્યા કરવો કે જેથી કઠીણ કામની કસોટી વખતે બુધ્ધિવાનની શોધ કરવાની જરૂરત ન રહે.

## વાર્તા ત્રીશમી.

### "પરીક્ષા મળવાથી પ્રતિત પડે છે."

એક સમય સંધ્યા સમયના બાદશાહી દરબારમાં ગ્રીષ્મ ઋતુના સબબથી એવી ગમ્મત ચાલી રહી હતી કે જ્યાં ત્યાં ગુ-લાબજળના છંટકાવ, સુગંધીત પુષ્પોનુ પથરાવવું સુવાસીત પુ-ષ્પોના હાર ગજરા વગેરેનું ધારણ કરવુ, ખસ ગુલાબ વગેરે અત્તરોથી દુપટાઓને સુવાસિક કરવા અને ફુવારા વગેરેનું ચાલુ થવું વગેરે વગેરે આનંદદાયી શીતોપચારનો ઉપયોગ ચાલુ થયો હતો. એ સમય અકબરશાહે દરબારીઓ પ્રતિ પુછયું કે--"સ-ર્વથી ઉજ્વળ શું છે? આ પ્રશ્ન સાંભળી કોઇએ કહ્યું સર્વથી ઉજળું દુધ છે, કોઇએ કહ્યું સૌથી ઉજળો કપાસ છે, કોઇએ કહ્યું કાગળ તો કોઈએ કહ્યું ચુનો ઉજ્વળ છે." આ પ્રમાણે જ-વાબો અપાયા ત્યાં સુધી બીરબલ મૌન ધારણ કરી રહેલો હતો તે હવે બોલ્યો કે જગન્નાથ! સર્વથી ઉજ્વળ શી રીત છે તેનું પ્રમાણ આપો?" બીરબલે કહ્યું "કલિ આપ નામવરને એ વાતનું

પ્રમાણુ આંપીશ." આ પ્રમાણુ પ્રસંગ આલ્યા પછી દરબાર બરખારત થયો.

બીજે દીવસે જ્યારે મધ્યાન વખતે શહાનશાહે શયન કરેલું હતું ત્યારે દુધ, કપાસ, કાગળ અને ચુનો એ ચારે વસ્તુ લઇ બીરબલ ત્યાં આવી પહોંચ્યો અને દીવાનખાનાનાં તમામ બારણાં બારીઓ બંધ કરી તે ચારે ચીજોને મોટા બારણાની પાસે રાખી દઇને એક બાજુએ સંતાઇ ગયો. થોડીવાર પછી જ્યારે બાદશાહ જાગી ઉઠયો ત્યારે તમામ બારી બારણાં બંધ જોઇ ગુસ્સે થયો અને જાતે બારણું ઉઘાડવા ગયો કે અંધારે ઠોકર લાગવાથી દુધ ઢળી ગયું અને કપાસ વગેરે પગ દેવાઇ ગયોં. એટલામાં તો બીરબલ ઘણી ખમા નામદારને એમ કહી પગમાં પડયો અને હાથ જોડી આગળ ઉભો રહ્યો. બાદશાહે પુછયું—" આ બારીઓ બારણાં બંધ કરવાનું અને વાટકો વગેરે અહીં મુકવાનું કામ કોણે કર્યુ છે?" બીરબલે નમ્રતાપુર્તક અરજ કરી કે—" રાજ રાજેન્દ્ર! કાલેજ આપે દીવસના ઉજવળતાનુ પ્રમાણુ માગ્યું હતું એ કામ માટે મેં આ યુક્તિ કરી છે જો રૂ દુધ, કાગળ કે ચુનો વગેરે ઉજવળ હોત તો અંધારામાં આપ એઓને ઠોકરમાં ન લેત; પણ જ્યારે અંધારામાં ઠોકરથી દુધ ઢળી ગયું ને બીજા પગ તળે ચંપાયો ત્યારે ખાત્રી થાય છે કે દીવસની બરાબર કોઇ ઉજવળ નથી.' આ વાત્ુ સાંભળી બાદશાહ બહુજ પ્રસન્ન થઇ ગયા અને બીરબલને ઉત્તમ સરપાવ ઇનાયત કર્યો.

સાર—પરીક્ષા મળ્યા વિના પ્રેમ ને પ્રતિની પ્રકટ થતાં નથી.

## વારતા એકત્રીશમી.

### " સમયસુચકતા વાપરવી એજ સુજ્ઞતા "

એક સમય અકબરશાહે બીરબલ શિવાયના બીજા દરબારીઓ સાથે એવી ગોઠવણ કરી કે આજે બીરબલની બરોબર મશ્કરી કરવી છે માટે આપણે આ હોજમાં ન્હાવા ઉતરીએ તે વખતે દરેક જણુ એક મુરગીનું ઇંડું હાથમાં છુપાવી રાખી ડુબકી મારી પછી ઇંડું જાહેર કરજો અને બીજી ખુબી હું તે વખતે કરી લઈશ. એમ કહી બાદશાહ દરબારીઓ અને પાછળથી બીરબલ આવ્યો તે સહીત સહુ હોજમાં ન્હાવા પેઠા એ વખતે બાદશાહે કહ્યું—" મને આજે એવું સ્વપ્ન આવ્યું છે કે પુરૂષ પોતાના પિતાના વીર્યથી પેદા થએલ હશે તે પુરૂષને આ હોજમાં ડુબકી મારતાં મુર્ગિનું ઇંડું હાથ લાગશે; પણ જો બેતુખમનો હશે તો તેને ઇંડું હાથ લાગશે નહિ " એમ કહી સર્વ જણે જળમાં ડુબકી મારીને સર્વને ઇંડાં પાસે હતાં તેથી પોતાની મશ્કરી થશે એમ જાણી તરત તર્ક શક્તિ ચલાવી જળની બહાર ડોકું કહાડી કુકડાની ગરદન જેવો વાંકો હાથ ખડો કરી 'કુકડુકુ-કુકડુકુ' એમ બોલવા લાગ્યો. એટલે બાદશાહે પુછયું. " અરે વળી આ નવું ધતીંગ શું ? " બીરબલે કહ્યુ-" જ્યાં આટલાં ઇંડાં આપનારી મુર્ગીઓ છે ત્યારે એક મુરઘો પણ હોવો જોઇએ કે નહી ? નહી તો તે વિના ઇંડાં પેદા થવાનાજ કયાંથી ? " આવું બીરબલનું બોલવું સાંભળતાં તેઓ સર્વ શરમીંદા થઇ ગયા; કેમકે બીરબલે તેઓ સર્વને પોતાની વહુઓ બનાવી દીધી હતી, આથી બીજાને બનાવા જતાં તેઓ પોતેજ બનવાનો વખત હાથ આવ્યો.

સાર—[ ૧ ] સામાની મશ્કરી કરવા જતાં પ્રથમ પોતાની

મશ્કરી ન થાય તેની પહેલાંજ કાળજી રાખવી જોઈએ ( ૨ ) જુઠાં પડવાનો વખત આવે કે તાત્કાલીક બુદ્ધિબળવડે સામાને જુઠાં પાડવાનો માર્ગ શોધી કહાડવો કે જેથી પ્રતિપક્ષીઓ પોતાની મેળેજ લજ્જિત થઈ જાય.

---

## વારતા બત્રીસમી.

### " ઉત્તમ બુદ્ધિ ઇશ્વરી બક્ષીસથીજ મળે. "

એક સમય અકબર બાદશાહે બીરબલને પુછયું કે--" રાજા સાહેબ ? આકાશમાં તારા કેટલા હશે તેની જરા સંખ્યા કરી બતાવો " બીરબલે આવતી કાલ ઉપર પ્રમાણે આપવાની કબુલાત આપી કચેરી બરખાસ્ત થયા બાદ બીરબલે પોતાને ઘેર જઈ એક મોટો કાગળ લઈ તેને સુયા વડે છેદથી ભરી કહાડયો. છેદ એવી ખુબીથી પાડયાં હતાં કે એકાએક તો તે ગણાય એવાંજ નહોતાં તથાપી કોઇ ગણવા હીમ્મત આદરે તો તે ખચીત ભુલ ખાધા વગર રહેજ નહી તેવાં બારીક અને ઘણાં હતાં.

બીજે દીવસે જેવું બીરબલનું આગમન થયું તેવોજ પ્રશ્નોત્તર સાંભળ્યો એટલે પેલો છેદભરીત કાગળ રજુ કર્યો અને કહ્યું કે—

" નેક નામદાર ! આ કાગળમાં જેટલા છેદ છે તેટલાજ આ આકાશમાં તારા છે, ગણી જોવા હોય તો ગણી લ્યો. " આવો ઉત્તર મળતાં બાદશાહ બીરબલની બુદ્ધિ ચાતુરી નિહાળી અતિ પ્રસન્ન થયો.

**સાર**--બુદ્ધિબળ દર્શાવનારો મોજુદ છે.

## વાર્તા તેત્રીશમી.

### "બુદ્ધિમાનોના બલિહારી છે !"

એક સમય શહાનશાહ અકબર અને બીરબલ એકાંતમાં બેઠા હતા તે સમય વાતો કરતાં બાદશાહે બીરબલને કહ્યું કે— "કવીરાય ! જેમ રામની રામાયણ રચાઇ છે. તેમ બાદશાહી રામાયણ રચાય તો ઠીક, માટે તમે તે રચવાનું કાર્ય હાથમાં લ્યો." બીરબલે તે વાત કબુલ કરી પણ બાદશાહે પુછ્યું કે— "તે બનાવવામાં કેટલો વખત લાગશે અને શું ખરાજાદ લાગશે !" બીરબલે ઉત્તર આપ્યો કે—"રચવામાં બે માસ લાગશે અને ખર્ચ આશરે દશ હજાર રૂપીયા થશે." બીરબલની માગણી મુજબ રકમ સોંપવામાં આવી એટલે બીરબલે દેશના રેતાલ પહાડીવાળા પ્રદેશમાં જ્યાં જ્યાં કુવા તળાવ વાવડીઓ ન હતાં ત્યાં ત્યાં તે ધનવડે જળાશયો બંધાવી પ્રજાની હેરાનગતી દુર કરી જ્યારે બે મહિનાનો અવધિ પૂર્ણ થયો ત્યારે કોરા પાનાનું કલદાર પુસ્તક બનાવી સારા રેશમી બાંધણમાં બાંધી નોકરને માથે ઉપડાવી શાહ હજુર આવ્યો અને અરજ કરી કે—"શીરતાજ ! આ રામાયણનું પુસ્તક હવે તરતજ પુર્ણ થનારૂં છે. હવે એમાં માત્ર એક વાતની શંકા રહી છે કે રામને એકજ સ્ત્રી હતી અને આપ નામદારને તો વિશેષ સ્ત્રીઓ છે તો પણ તેમાંથી જેને કહો તેને મુખ્ય નાયકાનું પદ આપી સીતાજીના સ્થળે દાખલ કરૂં." બાદશાહે કહ્યું—"મુખ્ય બેગમ સાહેબને એ પદ આપો." બીરબલે કહ્યું—"ત્યારે થોડીક બાબત બેગમ સાહેબને પુછી વાકેફ થવાનું છે માટે ત્યાં જવા રજા લઉં છું." બાદશાહે કહ્યું—ખુશીથી જાઓ અને જે પુછવું હોય તે પુછી આવો." હુકમ મળતાં બીરબલ પુસ્તક ઉપડાવી જનાનખાનામાં બડી બેગમ

સાહેબને મહેલે ગયો. કુર્નેશ બજાવી આગળ બેઠો અને સમય આવ્યે પુછ્યું કે—" નામદાર ! જેમ રામચંદ્રજીની રાણી સીતાજી વાર્તાની નાયકા હતી, તે કેટલાક મહિના રાવણના ઘેર રહ્યાં હતાં તેમ આપ કોઈને ઘેર રહ્યાં છો ? આનો ઉત્તર મળવાથી બાદશાહી રામાયણ તૈયાર થઇ જશે. " આવું સાંભળતાંજ બેગમ સાહેબને ગુસ્સો ચડયો તેથી દાસીને હુકમ કર્યો કે—" એ નાલાયક પુસ્તકને બાળી નાખ. " હુકમ થતાજ તે બાળી નાખવામાં આવ્યું. બીરબલ ત્યાંથી ઉદાસ ચ્હેરે પાછો શાહ હજુર આવ્યો અને જનાનખાનામાં બનેલી બીના સર્વ કહી, સંભળાવી ફરી પુછવા લાગ્યો—" નામદાર હવે શું આજ્ઞા છે ? જો બીજીવાર બાદશાહી રામાયણ રચાવવી હોય તો ફરી પણ તઇયાર થઇ શકશે. " બાદશાહે કહ્યું—" જે કંઇ થનાર હતું તે થયું. હવે ફરી રચવાની જરૂર નથી. રામચંદ્રજી કે જેનું રામાયણ રચાયેલ છે તેઓ મહાન સમર્થ હતા તે સારી પેઠે પ્રથમથીજ જાણતો હતો. એની બરાબરી મારાથી કદી પણ થઇ શકનાર નથી એ પણ મારા જાણવામાં હતું. પરંતુ ફક્ત તમારી પરિક્ષા લેવી હતી તેથીજ આ કામ કર્યું હતું અને પ્રતિતી છે કે જે રૂપીઆ તમોને હું આપું છું તે રૂપીઆ તમામ સાર્વજનિક હિતમાંજ તમો વાપરી દો છો એ માટે ગમે તે બ્હાનેથી તમોને રૂપીયા અપાવવા આવા આવા કામો ઉભાં કરૂં છું. "

આ પ્રમાણે કહી બીરબલને વિદાય કર્યો.

**સાર—**(૧) સ્વધર્માભિમાનપણું રાખવાની દરેક ઉચ્ચ મનુષ્યોને જરૂરજ છે. (૨) લોક કલ્યાણાર્થમાં પૈસા વાપરનારને મહાન નરવરો કેવા બ્હાનેથી પૈસા આપી તેના સત્કૃત્યને જય આપે છે. (૩) બુદ્ધિની ખુબી કેવી છે ?

## વાર્તા ચોત્રીસમી.

### "ચતુર નરોને ચતુરનર પણ ચાહે છે."

એક સમય રોમના બાદશાહે બીરબલની બહુજ પ્રશંસા સાંભળી એથી ઇચ્છા થઇ કે તેને મારી રૂબરૂ બોલાવું. એમ વિચારી હિંદના શહેનશાહ અકબર ઉપર પત્ર લખ્યો અને બીરબલને પોતાની હજુર મોકલવાની ભલામણ કરી. પત્ર લખી અકબરશાહે પુર દમામ સહિત બીરબલને રોમના બાદશાહને ત્યાં મોકલવાની ગોઠવણ કરી. શુભ મુહૂર્તે પ્રયાણ કરી રોમ તરફ મજલ દર મજલ કરતે કરતે પંથ પસાર કરવા લાગ્યો. અને કેટલેક દિવસે રોમ દેશમાં અરે ! ખુદ પાયતખ્ત શહેરમાં પણ જઇ પહોંચ્યો. બાદશાહને પોતાના આવ્યાની ખબર આપી એટલે બાદશાહે બીરબલની અક્કલ હોંશીયારી જોવા માટે એવી રચના કરી કે, પોતાના સભાસદોને પોતાના સરખાજ પોશાકો પહેરાવી ભારે દરબાર સાથે સામસામાને જોડાજોડ બેસાડી પોતે સહુની છેવટ બેઠો, એથી અજાણ્યો માણસ જાણી ન શકે કે અમુકજ બાદશાહ છે. કેમકે સર્વે પ્રકારે સર્વે સરખાજ જણાતા હતા

આ પ્રમાણે ગોઠવણ થયા બાદ બીરબલને ભેટ લેવા માટેનો હુકમ મળ્યો અને ભેટ લેવા આવ્યો, પણ દરેકને બાદશાહી ઠાઠમાં બેઠેલા જોઇ તે સમજી ગયો કે " મારી પરીક્ષા જોવાજ આ રચના રચી છે. તો હું પણ પ્રભુ પ્રતાપે તેમને ઓળખીને સલામ કરીશ. ' એમ વિચારી ધીરે ધીરે સર્વે તરફ નજર કરતો કરતો છેવટ જઇ પહોંચ્યો કે તરત શીર ઝુકાવીને કુર્નીશ બજાવી ઉભો રહ્યો, એટલે તે શાહે બહુજ પ્રસન્નતાથી તેને આદર સત્કાર કરી પાસે બેસાડી પુછ્યું કે--" બીરબલજી ! તમોએ મને શી રીતે પીછાની લીધા ? " બીરબલે કહ્યું-" ગરીબ

પરવર ! આપની દૃષ્ટિ દરેક જનાવટી બાદશાહો તરફ હતી અને એ સર્વની દૃષ્ટિ આપના તરફ હતી એથી મેં જાણી લીધું કે આ બધા બે ઘડીના બાદશાહ છે." આ ઉત્તર સાંભળીતાં બાદશાહે તેને 'બુદ્ધિસાગર' એવી પદવી આપી પુષ્કળ પ્રેમસહિત કેટલાક દિવસ રાખી પછી અમુલ્ય વસ્ત્રાભુષણો તથા ઘોડા વગેરે બક્ષીસ આપી વિદાયગીરી આપી અને બીરબલ પણ વિદાય થઇ કેટલેક વખતે દીલ્હી આવી પહોંચ્યો. પોતાના અન્નદાતાને ભેટી આનંદીત થયો. બનેલી બીના વિદિત કરી એથી અકબરશાહ અતિ પ્રસન્ન થયો. અને કવિરાયના માન અકરામમાં વધારો કર્યો.

સાર--અક્કલની વડાઇ પ્રકટપણે પ્રદશિત કરી રહેલજ છે.

---

## વાર્તા પાંત્રીશમી.

### "વસ્તુ આપનારનો હાથ ક્યારે હેઠળ હોય છે"

એક સમય અકબર બાદશાહે રાજા સાહેબ બીરબલને પુછ્યું, કે-"કવિરાય ! જ્યારે કોઈ બીજા મનુષ્યને કંઇ (વસ્તુ) આપે છે તો દેવા વાળાનો હાથ ઉપર અને લેવા વાળાનો હાથ નીચે રહે છે. પણ શું કોઇ વખતે એથી ઉલટું; અર્થાત લેનારનો હાથ ઉપર અને દેનારનો હાથ નીચે રહે એમ બને છે ખરૂં ?" બીરબલે કહ્યું--"જી હા ! કોઈ કોઇ વખતે એમ પણ બને છે." બાદશાહે પુછ્યું-"કેમ કરી બને છે એ કહો" બીરબલે જવાબ આપ્યો-"આલમપનાહ ! છીંકણી આપતી વખતે લેનારનો હાથ ઉપર અને દેનારનો હાથ નીચે રહે છે."

આ પ્રમાણે બીરબલનું બોલવું થતાં શાહ બહુ ખુશી થયો.

સાર--બુદ્ધિ પ્રગલભતા પ્રદર્શક છે.

## વાર્તા છત્રીશમી.

### સમયસુચકોજ સ્વાર્થજ સિદ્ધ કરી શકે !

એક દિવસ બીરબલ અને તાનસેનના વચમાં પોતપોતાના ગુણોની શ્રેષ્ઠતાના વિષયમાં વિવાદ થયો. જો કે બન્ને નર રત્ન હતા તો પણ તાનસેન કરતાં અક્કલમાં રાજા બીરબલ આગેવાની ધરાવનાર હતો, પરંતુ અકબરશાહ તે સંબંધમાં નિર્ણય કરવા ખુશી નહોતો એથી એ બન્ને ગુણીજનોને કહ્યું કે-' તમો તમારા શ્રેષ્ટતાના વિવાદનો નિર્ણય અન્ય નરવરની પાસે કરાવો તો વધારે ઉત્તમ છે કેમકે રાજા સાહેબ મારા મીત્ર હોવાથી કદાચિત નિષ્પક્ષપાતથી તેમની શ્રેષ્ઠતા બતાવીશ તો પણ પક્ષપાત પણાનો દોષ લાગુ થવા સંભવ છે.

તેઓ બન્ને જણે કહ્યું કે—" જેની પાસે જવાને આપ આજ્ઞા આપો તેની પાસે અમો ન્યાય કરાવવા જઇએ. "

બાદશાહે કહ્યું—' મારા વિચાર પ્રમાણે તો અત્યારે હિંદુપત બાદશાહ મેવાડપતિ મહારાણા પ્રતાપસિંહજી પુર્ણ પરીક્ષક છે માટે તેઓની પાસે જાઓ કે તેઓ તમારા વિવાદનો નિસ્તાર લાવશે. "

આ પ્રમાણે આજ્ઞા થવાથી બીરબલ અને તાનસેન બન્ને દીલ્લીથી રવાના થઇ કેટલીક મુદતે ઉદયપુર જઇ પહોંચ્યા અને નિષ્કલંકી પ્રતાપી પ્રતાપરાણાને વિનયપુરસર ભેટી બાદશાહનું આપેલ પત્ર રજુ કર્યું તદનંતર તાનસેન તો ગાનવિદ્યાનો કુળગુર હતો એથી જવાની સાથેજ પોતાની ગાનવિદ્યાનો સત્ય ચમત્કાર પ્રગટ કર્યો.

સંગીતનો મહીમા અગાધ છે. સંગીતના બળથી સર્પ હરીણ, પાણી અને ઝાડ વગેરે પણ તદાકાર થઇ જાય છે, પત્થર

પીંગળી જાય છે, વગર હલાવ્યે હિંડોળો હાલવા લાગે છે, વગર પ્રકટયે દીવો પ્રકટ થાય છે, વગર ઋતુએ મેઘની વૃષ્ટિ થાય છે, સુકેલાં ઝાડો નવપલ્લવ થાય છે; વગર બળદે કોલ્હુ ચાલવા લાગે છે. મૃતક કલેવરમાં પુનઃ પ્રાણો સંચાર કરે છે, અને અજ્ઞાન બાળકો પણ રૂદન બંધ કરી નિદ્રાનું સુખ અનુભવે છે. કહ્યું છે કે—સંગીત સુખ જનોને સુખનીધા રૂપ, દુઃખી જનોને વિનોદ રૂપ, ચતુર જનોને આનંદરૂપ, ચતુર ચતુરાઓને ચિત્તાકર્ષક મંત્ર રૂપ અને કામી જનોના મનોરથ પુરવાને કામદેવના મુખ્ય દુતરૂપ છે તથા શ્રવણ અને હૃદયને હરી લેનાર છે.

જ્યારે પ્રવર સંગીતવેત્તા તાનસેને એવા વિશ્વ વિમોહક સંગીતનો પ્રારંભ કર્યો ત્યારે કુલ સભાસદો–મનુષ્યો અરે ! ખુદ સભાપતિ પણ ચીત્રવત થઇ ગયા. ધન્યવાદ ધ્વનીથી સભા પુરિત થઇ ગઈ અને સંગીત સમાપ્ત થતાં તેના (તાનસેન) તરફ સર્વે પૂર્ણ મમતાથી નિહાળવા લાગ્યા. આ પ્રકાર જોઇ બીરબલે વિચાર્યું કે તાનસેનના તાત્કાલીક ગુણની શ્રેષ્ઠતા અગાડી મારી વાત તદ્દન મારી જાય તેવો બનાવ તે માટે જો સમય સૂચકતા ઉપયોગમાં લેવાય તોજ મનોરથ સિધ્ધિ થાય તેમ છે નહી તો ફોગટ ફેરો થશે અને ગુણની ન્યુનતા પ્રસિધ્ધમાં આવતાં સદાને માટે શોક નિરાશા. હાસ્ય અને અપમાન પ્રાપ્ત થશે તાનસેનના તાનથી વિરૂધ્ધજ ત્રીજું તાન ખંડુ કરી રાણાજીના હાથનું માન પત્ર મેળવવુંજ ઘટે છે." એમ વિચારી બીરબલે પણ કેટલીક હાજર જવાબી વાર્તાઓ વગેરે કહી રાણાજીને રંજન કર્યો, તો પણ રાણાજીનું મન તાનસેનના ગુણોની શ્રેષ્ટતા તરફ વિશેષ લક્ષણ ધરાવતું હતું, એ જોઇ બીરબલે એ વખતે તો મૌન ધારણ કર્યું અને સભા વિસર્જન થયા બાદ લાગ મળતાં બીરબલે રા-

ણાજીની પાસે જઇ વિનવ્યું કે-ગૌબ્રાહ્મણ પ્રતીપાળ ! મને અને તાનસેનને અકબરશાહે આપ તરફ એ માટે મોકલ્યા છે કે બન્નેમાં જે ગુણોની વિશેષ શ્રેષ્ટતા ધરાવતો હોય તેને માનપત્ર આપવું દીલ્લીથી વિદાય થયા પછી જ્યારે અમો અજમેર આવી પહોંચ્યા ત્યારે હું પુષ્કરરાજજીની યાત્રા કરવા ગયો અને ચાતવન કર્યું કે, જોમહારાણાશ્રી તરફથી મને માનપત્ર મળસે તો હું સો ગાયોને જીવતદાન અપાવીશ અને તાનસેને ખ્વાજા સાહેબની દરગાહમાં જઈ માનતા માની કે જો મહારાણાજીના દરબારમાં મને માનપત્ર મળશે તો હું સો ગાયોની કુરબાની કરીશ (૧૦૦ ગાયોને કતલ કરાવીશ) હવે આપ આર્ય ધર્મ રક્ષક મહારાણાજીના હસ્તક એ ૧૦૦ ગાયોને જીવતદાન આપવું યા વધ કરાવવો રહેલ છે. જો તાનસેનને માનપત્ર આપશો તો ૧૦૦ ગાયોના પ્રાણ જશે અને મને માનપત્ર આપશો તો ૧૦૦ ગાયોના પ્રાણ બચશે. હવે જેને માનપત્ર આપવું હોય તેને મરજી અનુસાર આપવું માત્ર મને તો આર્યધર્મને ખલલ ન પહોંચે એટલા માટે આ અરજ કરવાની જરૂર હતી તે કરી છે. હવે જે ગ્રોગ્ય લાગે તે તરફ ધ્યાન આપવું આપને અખત્યાર છે.

બીરબલનું આ પ્રમાણે બોલવું સાંભળી મહારાણાજીનું મન તાનસેનના તરફથી પાછું વળ્યું અને તરતજ બાદશાહ પર પત્ર લખી જણાવ્યું કે—" બીરબલ મહા ગુણવાન છે." જ્યારે બન્ને વિદાય થયા ત્યારે શહાનશાહ પરનો કાગળ તાનસેનને સુપરદ કર્યો એથી મીયાં તાનસેન ખુશી થતા થતા બીરબલ સહીત દીલ્લી રવાના થયા. તાનસેનને ખાત્રી હતી કે મહારાણાજી મારા સંગીતાનંદથી અતિ પ્રસન્ન થયા છે માટે મનેજ પ્રસંશપત્ર બક્ષેલ અને આમ થવાથી બીરબલના ગુણની ન્યુનતા સાબીત થશે. એ

આટે મારો શ્રમ સફળ થયેલ છે; પરંતુ હર્ષ હાંસી દેવા પ્રથમ પુલકા સમાન કિંચિતવાર ટકવા સરખો હતો. જ્યારે દીલ્હી જઈ પહોંચ્યા અને બાદશાહને ભેટયા બાદ પત્ર વાંચતાં બીરબલને પ્રસંશાપાત્ર મળેલું જાણ્યું ત્યારે મીયાં તાનસેન નિરાશ થઇ ગયા, અને શોકસાગરમાં નિમગ્ન થયા કે–" આ શું બન્યું ? ! રાણાજીનું મન પુર્ણ પ્રકારે મેં સંગીત બળથી રંજન કર્યું હતું છતાં બીરબલને ઉત્તમ સરટિફીકેટ શી રીતે મળ્યું ! ખચીત બીરબલે પોતાની કાંઈ ચાલાકી ચલાવી રાણાજીનું ચિત મારા તરફથી પાછું વાળ્યું હશે, નહી તો આમ બનેજ નહિ ! ખરેજ હુન્નર કરતા અક્કલ વધારે ફતેહમંદી મેળવે છે.

**સાર**—સમયસુચકતાનો ઉપયોગ કરવાથી કાર્યસિદ્ધિ થવા વિષે પ્રકટજ છે.

---

## વાર્તા સાડત્રીશમી.

### ઉચ્ચની સોબતથી નીચ પણ ઉચ્ચતા પામે છે.

એક સમય અકબરશાહે રાજા સાહેબ બીરબલને પુછયું કે–"તમારા શ્રીકૃષ્ણ ભગવાન ચણોઠીઓની માળા હૃદય સ્થળમાં ધારણ કરે છે ? શું ગોવાળને ઘેર ગરીબ દશામાં ઉછરેલા હોવાથી તે સ્થિતિનું સ્મરણ રહેવા ગુંજાર પ્હેરે છે ? ગોવાળને સોના રત્ન વગેરેના કયાંથી પ્રાપ્ત થાય ?"

બીરબલે સ્વધર્માભીમાન હૃદયે ધરી હાજર જવાબમાં જણાવ્યું કે–" નહિ ગરીબપરવર ! તેમને સોના રત્નની તો કશી કમીના ન હતી; કેમકે લક્ષ્મી તો જેની સ્ત્રી થઇ પગ ફ્લોટતી હતી, મોતી રત્ન વગેરેને ધારણ કરનાર સાગર તો જેનો સસરો હતો અને સુવર્ણ વગેરે અમુલ્ય વસ્તુઓને ધારણ કરનારી પૃથ્વી

તો જેના તાબામાં હતી; પરંતુ ચણોઠીની માળા ધારણ કરવાનું મુખ્ય કારણ એજ હતું કે, જે સોનાની સંગાથે ફક્ત એકજ વખત તોળાય છે તે પવિત્ર મનાય છે, એ સબબથી સોનાની સાથે તોળાયલી હોવાથી અત્યંત પવિત્ર મનાય છે, એ સબબથી ચણોઠીને અતિ પવિત્ર માની પોતાના વક્ષસ્થળમાં ધારણ કરે છે, નહી કે હીરા મોતીની અછતથી ધારણ કરે છે."

આ પ્રમાણે હાજર જવાબ મળ્યો જોઇ શહેનશાહ અતિ પ્રસન્ન થયા અને કવિરાયનાં બુદ્ધિબળની તારીફ કરવા લાગ્યા.

---

## વાર્તા આડત્રીશમી.

### ભગવાન શુદ્ધ ભક્તિથીજ વશ થાય છે.

એક સમય શહેનશાહ અકબરશાહે રાજા સાહેબને પુછ્યું કે-- રાજા સાહેબ ! તમારા શ્રીકૃષ્ણ મહારાજા ગ્રહથી પકડાયલા હાથીનો પોકાર સાંભળી તેનો ઉધ્ધાર કરવા પોતે જાતે દોડી ગયા હતા, શું એમની પાસે કોઇ આજ્ઞાકાર પાયદો પણ નહી કે ? જ્યારે તેમને પરમેશ્વર માનો છો ત્યારે તેમની પાસે હજારો દેવો હાજર હોવા જોઇએ. પણ જાતે દોડી ગયા તો તેથી સ્પષ્ટ સમજાય છે કે તેમની હજુરમાં એક પણ દેવ નહીજ હશે.

બીરબલે કહ્યું-" આલીજહાં ! આ આપે જે પ્રશ્ન કરેલ છે તેનો પ્રતીઉત્તર કોઇ સમયપર આ સેવક આપશે; કેમકે આ સવાલનો ઉત્તર કહી બતાવ્યા કરતાં કરી બતાવવાથી વિશેષ અસર કારક નીવડવા સંભવ છે. " એટલું કહી બીરબલ પોતાને ઘેર ગયો.

કોઈ એક વખતે બાદશાહના શાહજાદાને રમાડનારા નોકરની બીરબલને ભેટ થઇ ગઇ. એ સમય શાહના પ્રશ્નનો ઉત્તર આપવા માટે તર્ક ઉત્પન્ન થયો, એથી તેને બીરબલે કહ્યું કે--

"ભાઇ ! તમારૂં કઇ મારે જરા કામ પડ્યું છે. જો તે કામ તમે કરશો તો હું તમારા હકમાં સારો ફાયદો કરી દઇશ. અગર મહેનતના પ્રમાણમાં પૈસા લેવા ચાહતા હશો તો તે પણ આપીશ."

બીરબલનું આ પ્રમાણે બોલવું થતાં તે બિચારો નોકર ખુશી થઇ બોલ્યો કે—" મહેરબાન ! એવું મારૂં ચડતું નશીબ ક્યાંથી કે આપના હુકમને તાબે થઇ સેવા બજાવવાનો ભાગ્યશાળી થઉં. કૃપાનાથ ! નિશ્ચિંતપણે જે કામ હોય તે ફરમાવો કે તે કરવાને આ સેવક તૈયાર છે હું પૈસા કે અન્ય કાયમ રહેશે તે તો લાખો રૂપીયા મળ્યા સમજીશ."

નોકરનું આ પ્રમાણેનું બોલવું સાંભળી બીરબલે કહ્યું કે—" મારે માત્ર એટલીજ જરૂર છે કે, કોઇ વાતનો હજુરને જવાબ આપવા એક યત્ન કરવાનો છે, તે આવતી કાલે તમારા સ્વાધીન કરી પછી ખુલાસો કરીશ." એમ કહી બીરબલ પોતાને રથાનકે ગયો. અને શાહજાદાની સરત પ્રમાણે એક મીણનું પુંતળુ બનાવી ગૌર રંગયુક્ત કરી પછી શાહજાદાના શરીરપર પ્હોંચતાં વસ્ત્રાભુષણો પ્હેરાવી આબેહુબ મૂર્તિ તૈયાર કરી. બીજે દીવસે તે શાહજાદાના પુતળાને વસ્ત્રથી ઢાંકી પેલા નોકરની પાસે જઇ બીરબલે તે પુતળું બતાવી કહ્યુ કે—" ભાઈ ! હું અને જહાંપનાહ જ્યારે બાદશાહી મ્હેલના હોજની આસપાસ હવા લેવા ફરવા હોઈએ ત્યારે તમે શાહજાદાને બદલે આ પુતળાને રમાડતા હોજપર આવજો અને જાણે શાહજાદા રમતાં રમતાં હોજમાં પડી ગયા હોય એમ બુમ મારી આ પુતળાને હોજમાં ગબડાવી તથા પોતે પણ તેમા પડતું મૂકજો એટલે પછી હું સમજું સુધારી લઇશ."

નોકરે તેજ વચનાનુસાર વર્તવાને ખાત્રીથી કબુલાત આપી

એટલે બીરબલ શહેનશાહ હજુર ગયો અને સાંજનો વખત હોવાથી બાદશાહ બીરબલની સાથે જઈ દરબારી હોજની સમીપ હવા લેવા ગયો. પેલો નોકર પણ બનાવટી શાહજાદાના પુતળાસહ ત્યાં હાજરજ હતો; પુતળા તરફ ધારીને જોવા છતાં પણ બનાવટી છે એમ દેખતા બીલકુલ કળાય તેમ ન હતું તેથી સર્વને મન શાહજાદાનોજ દેખાવ કાયમ રહેલો હતો થોડીવાર વિત્યા બાદ પેલા નોકરે બીરબલજીનાં કહેવા પ્રમાણે પેલા પુતળાને હોજમા ગગડાવી દઇ પોતે પણ શાહજાદા હોજમાં લપસી પડયાની બુમ પાડતો હોજમાં પડયો. આ હૃદયદ્રાવક અચાનક બનેલો બનાવ નીહાળી શાહ બેબાકળા બની ગયા અને બહુએ હજુરીઆ હાજર છતાં પણ પોતે જાતેજ હોજમાં પડતું મુકી શાહજાદાનો પ્રાણ ઉગારવા ઉત્સુકત થયા બીરબલે હાથ જોડી અરજ કરી કે–"નેક નામદાર! આપના અગાડી બહુએ નોકરો હાજર છતાં જેમ પોતાના પ્રાણાધીક પ્રિય શાહજાદાને પ્રાણ સંકટમાંથી બચાવવા જાતેજ દોડી હોજમાં પડતું મુકી દીધું. તેમ શ્રીકૃષ્ણ મહારાજે પોતાના ભકત ગજની આર્ત્તવાણી સાંભળી તેની વ્હારે જાતે દોડી ગયા અને ગ્રાહના ફંદથી મુકત કર્યા, જો કે સેંકડો મનુષ્યો આપની તાબેદારીમાં મૌજુદ તદપી પોતાના પ્રિયજનને સંકટમાં સપડાયેલ નીહાળી જેમ આપની ધૈર્યતા અને શેવકોના કાર્ય તરફ ભરોંસો ન રહેવા પામ્યા તેમ, ભકતાધીન ભકત વત્સલ ભગવાનને પણ પોતાના ભકતો પર પડેલા કષ્ટને જાણી પાર્ષદોપર ભરોંસો ન રાખતાં આતુરતાથી જાતે વ્હાર કરવા દોડી ગયા હતા, નહી કે કંઇ મનુષ્યની ખામીને લીધે જાતે જવું પડયું હતું."

આ પ્રમાણે પ્રમાણુ યુકત પ્રશ્નોતર સાંભળી શહેનશાહ બહુજ પ્રસન્ન થયા અને બીરબલના બુધ્ધિબળની પ્રસંસા કરી અનંત ધન્યવાદ આપ્યા.

**વાર્તાનો સાર**—જે પ્રાણી પોતાના માલીક કે પ્રિયજન તરફ પુર્ણ મમતા રાખતું હો, તો તેનાપર પડેલા કષ્ટ સમય તાકીદે ધ્યાન દઈ તેને સંકટથી મુક્ત કરવું એજ સર્વોત્તમ ફરજ છે, પોતાનો ગણ્યો કે જાણ્યો છતાં જો તેનાપર કડુંવેળા વિપત્તીના વાદલ વખતે બ્હાર કરવામાં વિલંબ અગર બેદરકારી કરવામાં આવે તો તે તદન ગેરવ્યાજબી રીતી એટલું જ નહી પણ પોતાની મહત્તાને મહાન લાંછન લાગે છે, માટે જે આપણી સાથે પુર્ણ મમતા રાખી વર્તતો હોય તે સાથે આપણે પણ પુર્ણ મમતાથી વર્તિ સુખ દુઃખ સમયમાં બનતી સહાયતા આપી પોતાપણાને પ્રદર્શીત કરી યશશાળી થવું.

---

## વાર્તા ઓગણચાલીસમી.

### નિર્લજ્જ ધારે તે કરી શકે છે.

એક સમય દિલ્હી શહેરમાં કોઇ એક સદગ્રહસ્થને રાત્રિના સમય એવું સ્વપ્ન આવ્યું કે, જાણે હું દશ સોના મ્હોરો આપવાનું ઠરાવી પન્નાજાન નાયકાની સાથે રમણ કરવામાં ગુથાયો છું એટલુંજ નહી, પણ તે નાયકાને આલીંગન આપવા ઉંઘમાં પોતાના હાથ લંબાવ્યા; પણ તે હાથ ભીંતની સાથ અથડાતા જરા ઈજા થઇ એટલે તરત જાગી ઉઠયો અને જોયું તો ન મળે પન્નાજાન કે ન મળે રતિક્રીડાનો આનંદ, એતો માત્ર સ્વપ્નની જુઠી જાળ છવાયેલી હતી. સ્વપ્નની સાહેબી તદન નકામીજ છે. સ્વપ્નની સુખડીથી ભુખલડી ભાગતીજ નથી સ્વપ્નમાં કોઈ રાંક

રાજા બની જાય પણ જાગીને જોતાં એજ દરિદ્રાવસ્થા દ્રષ્ટિગોચાર થાય છે. એ વાર્તા જગપ્રસિદ્ધ છે તદપિ ઘણાં મનુષ્યો સ્વપ્નાના આનંદની સરાહના કર્યાંજ કરે છે જો કે સ્વપ્નમાં પન્નાજાનનો બનેલો ભોગી ગૃહસ્થ સ્વપ્નની બાજી જુઠી જાણતો હતો, તો પણ રમણીય રમાના રતિસુખથી રતિવંત બનેલો રસિક વારંવાર સ્વપ્નના રત્યાનંદનું સ્મરણ કર્યા કરતો હતો.

નીતિ શાસ્ત્ર કહે છે કે--પોતાના આયુષની મર્યાદા, પોતાની પાસે સંગ્રહ થયેલા ધનની સંખ્યા, ઘરના છુપા છિદ્રની વાર્તા પ્રાપ્ત કરેલી મંત્રની સિદ્ધિ સ્ત્રી સંગમમાં મળેલા આનંદ ભેદનું વૃતાંત, અનુભવ ઔષધની બનાવટ. આપેલા દાનની સ્તુતી મહતજનો તરફથી મળેલા માનનું વર્ણન અને અન્યાયી રાજા, અમલદાર કિંવા મિત્ર, સ્ત્રી, દુર્જન વગેરેથી થયેલા અપમાનની વાર્તા સદા ગુપ્તજ રાખવી યોગ્ય છે; કેમકે જો એ નવ વાર્તાઓ અન્યના જાણવામા આવે તો તેથી પરિણામે મહા હાનિ થવા સંભવ છે, એવી વાર્તાઓ જાહેરમાં આવવાથી દુર્જનોને પોતાની દુષ્ટવૃત્તિ પાર પડવાનો લાગ મળે છે માટે કોઇ વખતે પણ એવી વાતો કોઇ પણ અગાડી પ્રસિદ્ધ કરવીજ નહિ આજે જે સજ્જન થઇ રહ્યા હોય તે કાલે કોઇ અર્થ સિદ્ધિ સ્વાર્થ ન સરતાં કે બોલચાલ-ટંટો થતાં દુર્જન થઇ જાય તો તે આપની કહેલી વાતો અન્ય જનોને સોંપી દઇ આપણને શરમિંદા બનાવવા આપણી આબરૂને કે જીંદગીને હાનિ પહોંચાડવા અનેક ખટપટો સહ ઉપાયો યોજવા આગળ પડે છે માટે સર્વથી એ સરસ શિક્ષા છે કે પુર્ણ પ્રતીતિ પડયા વિના પેટની વાર્તા કોઇ પરજનને કહેવીજ નહિ જે વાતમાં આપણું ભલું કિંવા બુરૂં થવા સમાએલું છે તે વાત

આપણા પેટમાં ન સમાણી, તો તે વાર્તા કે જેને કશો હાની લાભ સાથે સંબંધ નથી તેવા બીજા મનુષ્યના પેટમાં કેમ રહેશે ? તે વળી બીજાને અને બીજો ત્રીજાને એમ એક એકને વાત જાહેર કરશે જેથી આખરે મહા હાનિ હાથ લાગશે તો સર્વોત્તમ લાભકારક એજ તે કે ગુપ્ત વાર્તા કોઇને પણ કહેવી નહિ.'

આવું નીતિવેત્તાઓનું કથન છે, પણ પેલો રામાનો રસિયો ગૃહસ્થ આ નીતિ વચનને છેક વિસરી ગયો હતો તેણે તો એ સ્વપ્નામાંના સંભોગ સુખની વાર્તા પોતાના મિત્રોને કહી' મિત્રોએ વળી તેઓના મિત્રોને કહી અને તેઓ દ્વારા ખુદ પન્નાજાનના કાન સુધી પણ એ વાર્તા જઇ પહોંચી એટલે પન્નાજાનને એ વાર્તાએ જુદીજ યુકતી સુઝાડી. પન્નાજાને વિચાર્યું કે—અમુક સદગ્રહસ્થે અને દસ સોના મ્હોરો આપવી કબુલ કરી મારી સાથે આનંદ ક્રીડા કરી છે એ વાર્તા જાહેર થઇ ચુકેલ છે' તો પછી તેની પાસેથી કરારની દસ મ્હોરો કેમ ન લેવી જોઇએ ? મારી આબરૂ લુંટાવી મારી સાથે બદફેલી કરવા તેનું મન દોરાયું તો હવે મારે તેની આબરૂ લુંટવા શા માટે યત્ન ન આદરવો જોઇએ ? **ગાજરની પીપુડી વાગી ત્યાં લગી વગાડીશ; નહિ તો છેવટ કરડી તો ખાઇશ, લોચપર પડેલું છાણ ધુળ લીધા વગર રહેનાર નથી.** અનર્થ શિવાય લક્ષ્મી પ્રાપ્ત થતી નથી અને લક્ષ્મી પ્રાપ્ત થયા પછી અનર્થ શિવાય અન્ય કાર્ય પદ આવતું નથી. એમ એ હિંદુઓના પવિત્ર દેવ શ્રી રામચંદ્રજીએ યોગવસિષ્ઠ રામાયણમાં ફરમાવેલા છે તો અનર્થ આદરીશ તો ધન હાથ કરીશ. મારા સ્વપ્નામાં થયેલા યારની પાસે જ્યારે હું મારી સાથે કરેલી કબુલાતની મ્હોરો માગીશ ત્યારે તે લાજનો

આપો મ્હોરા દશજ દેશે એથી મારી ધારણા પાર પડશે. "

આ પ્રમાણે વિચાર કરી પન્નાજાન પેલા સ્વપ્નમાં બનેલા પોતાના યારની પાસે જઇ પહોંચી અને કબુલ કરેલી સોનામ્હોર આપવા માગણી કરી એટલે સદગ્રહસ્થ ચોંકી ઉઠી-" બોલ્યો કે તું કોણ છે ? હું તને પીછાનતો નથી, તો પછી તારી સાથે સો મ્હોરાનો ઠરાવ થવાનો સંભવજ શી રીતે ? રસ્તે જતાં ગળે પડવાજ ધારે છે કે શું ? આવા પ્રપંચ કરવાથી તારો સ્વાર્થ સરવાનો છે ? બીલકુલ નહી ! કદાચ કોઇ મારા પ્રતિસ્પર્ધીએ તને લાલચ આપી મારી ઇજ્જત પર હુમલો કરવા મોકલી હશે પણ અહિં **આંગલી દેખાડતાં ખરી પડે એવો કોહલાનો કુંપરો નથી.** એ નકી જાણજે. માટે જે કાર્ય કરતી હોય તે કરતી ફર નાહક અહિં ગરબડ કરીશ તો તેથી તારી ઉમેદ પાર પડવાનીજ નથી પણ ઉલટી બેઆબરૂ થઇ જવું પડશે,

શેઠ તરફથી આવો ઉત્તર મળતાં પન્નાજાનનો મીજાજ છેક હાથથી છટકી ગયો અને બોલી કે, શેઠજી ! આમ દેવાળીઆની પેઠે વાંકુ શું બોલો છો ? શું મારી સાથે સોબત કરવા બદલની દશ મ્હેરો નથી પરટી ? ભેગું શયન કરવું સારૂં લાગ્યું હતું ? પરસ્ત્રીના ઉપપતિ બનવા હોંશ કરી અને પરઠેલા પેસા ન આપવા એ કેવી ખાનદાની ? આબરૂદારની રીતિ સારી છે ? શું મેં પ્રથમથીજ તમને આબરૂદાર સમજી દામ ન લઇ લેતાં લેવા ઠરાવ રાખ્યો, એથી હવે કાકો કીટી ભત્રીજો થવાનો વખત લાવ્યા કેમ ? જો આબરૂ વ્હાલી કરતા હો તો તરત પૈસા આપી દો, નહી તો હું તો બજારની બેસનારી નાયકા છું માટે પછી મારે લ્હેંડે લગાય નહી રહે છેવટે બેઆબરૂ થયા પછી પૈસા આપવા

તે કરતાં તો આબરૂ રહે અને પાંચ લોક આવી વાત ન જાણે; તેમ કરવું વિશેષ લાભકારક છે. કહો હવે શું જવાબ દો છો ! વિચાર કરો કે:-

**સુધારે બીગરે બેગરહી શીર સુધારે ન દુધ ફટે કાંજી** પરે, સો **ફીર બને ન** માટે વિશેષ પતરાજી કરવી છોડી દો, તમો અમને ચતુરાઈ ન શીખવાડો; કેમકે--**જ્ઞાની પંડિત સુ-ઘડ નર, નૃપ વેશ્યા નટ ભટ્ટ, ઉનસે કપટ ન કીજીએ, ઉનકે રચે કપટ.** અમે તો કપટના સુત્રધાર છીએ માટે ચુપ-ચુપ પૈસા ચુકવી દ્યો એટલે હું મારે ઘેર ચાલી જાઉં, જો વધારે ખુમારીમાં રહેસો તો અમે પાજીના પાદશાહ ગણાઇએ છીએ જેથી અંતે સાર નહી કહાડશો ચૌટા વચમાં ફેંટ ઝાલી ઉભા રાખ્યા એજ વખતે તમારી આબરૂના કાંકરા થયા સમજજો કામ પરસ્ત્રી સાથે ગમન કરવાનાં કરતાં અને દેખાવ પુરા પ્રમાણીકતાનો રા-ખવો. વાહ ! આ પણ ઠીક ધુર્તતા ધારણ કરી છે ? !"

નાયકાનાં આવાં વચન સાંભળી શેઠ પણ લીલો પીળો થઇ ગયો અને કહેવા લાગ્યો કે-" ચાલ, ચાલ ધુતારી ! તારા જેવી હરામીઓ બહુએ દેખી છે. જગલાડી ! સોનાને શું શામળાસ અડ-નાર છે ! શું તારા દમથી હું ડરી જહોરો તારા માગવા પ્રમાણે આપી દઇશ ! હું કોણ અને તું કોણ ! મારા સદવર્તન માટે આખા શહેરની પ્રજા સાક્ષી આપી શકે તેમ છે. તારા જેવાં હાથ પછાડી ઘણાંએ કુતરાં ભસે તેથી શું વાળ વાંકો થાય તેમ ? **દુર્જન દુ:ખમાં પડવા, કોટી કરે ઉપાય; પણ પર-મેશ્વર પાંસરો (તો) વાળ ન વાંકો થાય. ભલે** જેમ તા-રાથી માથે ધુળ ઘલાય તેમ ઘાલીલે. **સુર્ય છાબડીમાં ઢાંકયો**

**રહેનાર નથી.** હાલ તે અદલ ઇન્સાફી અકબરશાહનો અમલ-કાયમ છે, માટે જો વિશેષ પાજીપણું આદરી શકી થઇશ તો છેવટ એવી બાજી બગાડવા હાડો આવશે કે ઝાઝી શીક્ષાને પાત્ર થઇ બાજી વગર ભટકતી ફરી બાજી મરવાનો વખત હાથ લાગશે. માટે હજુ વેળાસર સમજી પોતાને ઘેર ચાલી જા, નહી તો પછી પસ્તાવો થશે હવે જેમ તને રૂચે તેમ કર. ”

આ પ્રકારનાં શેઠનાં વાક્યો સાંભળી નાયકા પણ પોતાના રૂપ પર આવી ગઇ અને શેઠનો હાથ પકડી કોટવાળી ચબુતરા ઉપર ઘસડી જવા વળગી આ તમાસો જોવાને હજારો શાહદારીઓ એકઠાં થઇ ગયાં લોકોનો ઝમેલો થવાથી શેઠ જરા શરમને તાબે થયો પણ આગળ અદલ ઇન્સાફ થશે એમ ધારી કોટવાળી ચબુતરે જવા માટે જરા પણ અચકયો નહી. નાયકા અને શેઠ બન્ને કોટવાળ હજુર જઇ પહોંચ્યો. બન્નેએ પોતપોતાની અરજ રોશન કરી એટલે શેઠની મહાન આબરૂ તરફ અને નાયકાની ઉધરાણી તરફ નજર કરતાં તેને શું ન્યાય આપવો એ સુઝયું નહી, એથી તે બન્નેને બીરબલજી હજુર પહોંચતાં કરાવ્યાં.

બીરબલ હજુર તે બન્ને જણાએ પોતપોતાની ફરીયાદ રોશન કરી એટલે પુર્વાપરનો વિચાર કરી કેટલાક આમનસામન સવાલ જવાબવડે બારીક તપાસ કરતાં શેઠ નિર્દોષ છે એમ સાબીત થયું. વેશ્યા ગળેપડુ છે પણ તેને તેના પ્રપંચનો યોગ્ય ઇન્સાફ અને બદલો આપવો ઘટીત છે. એમ ધારી બીરબલે ૧૦ મ્હોરો અને એક દર્પણ મંગાવી નાયકાના અગાડી જેવી રીતે મ્હોરોનો દર્પણમાં પ્રતિબિંબ પડે તેવી રીતે મ્હોરો અને દર્પણ ગોઠવી પછી નાયકાને હુકમ કર્યો કે—“ જે દર્પણમાં મ્હોરો જ-

ણાય છે તે દર્પણમાંથી તું ઉઠાવી લે.

આવો હુકમ થતાં નાયકાએ અરજ કરી કે–"ગરીબ પરવર! દર્પણમાં તો મ્હોરોનો આભાસરૂપ પ્રતિબિંબ પડે છે તે શી રીતે લઇ શકાય? શું હું પ્રતિબિંબ રૂપી મ્હોરોની અધિકારીણી છું.?"

બીરબલે કહ્યું—"તારી સાથે શેઠે સ્વપ્નમાં સોબત કરી છે અને તેજ સમયમાં મ્હોરો આપવી ઠરાવી છે. જેમ સ્વપ્નમાં આભાસરૂપ કાર્ય મેલાપ થાય છે તેમ તેવા કામના ઠરાવના દામ પણ આભાસરૂપજ મળવા યોગ્ય છે. જો સાક્ષાતપણે વિલાસ થયો હોત તો, તે કામના દામ પણ સાક્ષાત મળત. દુનિયાની રીતિ છે કે જેવું કામ કરે તેવા દામ મળે છે માટે તે તું તારીદે લઇ લે. ઘટતો ઇન્સાફ તને મળી ચુકયો છે, હવે કામનો બદલો મળવો ફકત બાકીમાં રહેલો છે."

આ પ્રમાણે ઉત્તર મળતાં નાયકા શરમાઇ અને નીચું મ્હોંકરી રસ્તો માપવા લાગી, એટલે તેને જતાં અટકાવી કહ્યું કે—"તેં એક પ્રતિષ્ઠિત ગૃહસ્થને નાહક ગળે પડી એમની ઇજ્જત ઉપર હુમલો કર્યો અને વિના કારણે તકલીફ આપી માટે તેવા બદલામાં તને એક મહીનાની સખ્ત મજુરી સાથે કેદ અને ૫૦૦ રૂપીયા દંડની શીક્ષા ફરમાવવામાં આવે છે કે જેથી તારા જેવી અન્ય ગળેપડુ ધુતારીઓને ધડો લેવા આ ન્યાય બસ થશે અને આયંદે અન્ય કુમાર્ગીણીઓ કોઇ આબરૂદારની આબરૂપર હુમલો ન કરે. તને અદલ ઇન્સાફી શાહેનશાહના અમલનો પણ ખોફ ન લાગ્યો અને ઉન્મત થઈ અમલનું અપમાન કર્યું એથી બેશક આ શીક્ષાને લાયકજ છે."

ત્યારે આ પ્રમાણે કઠોર હુકમ થયો સાંભળ્યો ત્યારે નાય કાને પોતાના બુરા કૃત્ય માટે પસ્તાવો થવા લાગ્યો, પણ પાણી, પીધા પછી ઘર કેનું ઘર છે? અને માથું મુંડાવ્યા પછી શું વાર હતો? એમ પુછવું એ નકામુંજ કહેવાય. નાયકો હુકમને તાબે થઇ વગર ભાડાની કોટડીમાં નિવાર કરવા આમળ ચાલી. અહીં ખોદે તેજ પડે વાવે તેવુંજ લણે, અને કરે તેજ ભરે એ વચ નની પ્રતીતિ આ દાખલા પરથી પ્રકટજ છે.

સાર—(૧) પોતાના પેટની વાત બીજાને ન કહેવી. તથ (૨) પ્રપંચીઓ પોતાનો સ્વાર્થ સાધવા કેવા માર્ગો આદરે છે તથા (૩) જેવું કરે તેવુંજ ફળ મેળવે એનો ચિતાર દૃષ્ટિ આ ગળ ખડો કરે છે.

---

## વારતા ચાલીસમી.

### સ્વજાતિનું અભિમાન સદા સખવુંજ ઘટે છે.

એક સમય શહેનશાહ અકબરશાહે બીરબલ પ્રતિ પ્ર કર્યો કે—"કવિરાય! ચોખા જાતિના બ્રાહ્મણો પુષ્કળ કમાયા છતાં પણ દારિદ્રથી ભરપુર કેમ રહે છે?"

બીરબલે ઉત્તર આપ્યો કે—"આલમપનાહ! એ લોકો દેવીનો શ્રાપ છે."

બાદશાહે પુછ્યું-"કેવા પ્રકારે શ્રાપ છે?"

બીરબલે કહ્યું—"કોઇ એક વખતે એક ગરીબ બ્રાહ્મ તપશ્ચર્યા કરતો હતો. દેવી બ્રાહ્મણના ઉગ્ર તપને નિહાળી પ્રસ થઇ બોલ્યાં કે—"હું તારા પર તુષ્ટમાન છું માટે જે ઇચ્છા હો

તે વાર માગ." બ્રાહ્મણે કહ્યું–" માજી ! મારા ઘરમાં મારા શિવાય બીજાં એ મનુષ્યો છે તેઓને પુછ્યા વિના હું શાનો વર માગું તેની મને સમજ પડતી નથી, માંટે પુછ્યા પછી વર માગીશ." દેવીએ કહ્યું–' ભલે તું તારા ઘરનાં મનુષ્યોને પુછી પછી વર માગી લેજે " તદનંતર તે બ્રાહ્મણ પોતાને ઘેર ગયો અને ઘરનાં માણસોને દેવી પ્રસન્ન થયાના સમાચાર કહી સંભળાવ્યા, એટલે અપુત્રવતી સ્ત્રી બોલી કે નાથ–'નાથ ! તમે પુત્ર થવાનો વર માગો ' એ સાંભળી બ્રાહ્મણની આંધળી મા બોલી કે–' ના બેટા અને આંખોનું તેજ પુનઃ પ્રાપ્ત થાય એ વર માગ.' આ બન્નેની ભીન્ન વીચાર ભરી માગણી જાણી બ્રાહ્મણ બોલ્યો—'મને ફકત એકજ વર મળવાનો છે અને તમે બન્ને જણ જુદા જુદા વર માગવાનું કહો છો અને મારે લક્ષ્મી પ્રસન્ન થવાનીજ માગણી કરવી હતી, હવે હું કયો વર માગું ? જો તમારા કહેવા પ્રમાણે વર માગું તો આ જીંદગીમાં લક્ષ્મી મળવાની નથી અને જ્યારે લક્ષ્મી ન મળે તો તે વિના મનુષ્યનું જીવન વ્યર્થજ છે. લક્ષ્મી એજ મનુષ્યનું જીવન, શોભા કીર્તી, કળા કૌશલ્યતા, બહાદુરી, ખુબસુરતી અને વિદ્વતાપણું છે. **सर्वगुणा कांचनमाश्रयंते.** સર્વ ગુણો કંચન–લક્ષ્મીનેજ આશ્રયથી રહેલા છે પણ તે તરફ તો તમારૂં ધ્યાનજ ગયું નથી- તમોએ તો તમારા પોતપોતાના સ્વાર્થનું માગણું કરવા કહ્યું; પરંતુ એથી આપણું દારિદ્ર ફિટવાનું નથી. જો લક્ષ્મીની છુટ હોય તો દવા મંત્ર વગેરેના પ્રયોગો કરી લાખો રૂપીઆ ખરચી સંતાન અને નેત્ર તેજ પ્રાપ્ત થવામાં બેસક ફતેહમંદ નીવડી શકીએ **हस्तिपदे सर्वपदं निमग्नं** હાથીના પગમાં પ્રાણી માત્રના પગો સમાઇ જાય છે.

એ પ્રમાણે સર્વ શુભ સાધન અને સમસ્ત દુઃખહારક પ્રકારો લક્ષ્મીની અંદર મોજુદ છે; પરંતુ લાચાર છુ કે તમારા કુસંપને લીધે મારી સઘળી મહેનત બરબાદ થવાનો વખત આવ્યો છે. તમારા અકુસંપબળથી લક્ષ્મીનાં પગલાં આપણા ઘરમાં થાય એમ મને લાગતું નથી; કેમકે **'જ્યાં સંપ ત્યાં જંપ'** તમારા સંયોગ વડે હું પણ ભાગ્યહીનમાં ગણાઉં છું. જ્યારે ઇશ્વરી કૃપાથી સુખી થવાનો સમય હાથ લાગ્યો ત્યારે કુસંપનું બળ વધ્યું. ખરેજ-**ભાગ્યહીનકોં ન મીલે, ભલી વસ્તુકો ભોગ દ્રાખ પકે મુખ પાકકો, હોત કાગકો રોગ.** લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે મ્હોં ધોવા જવાનું સુઝયું. ખેર, પરમાત્માની ઇચ્છાજ આવી હશે અને તમારા સહવાસમાં ઘાસલા મીસલા કરી જીંદગી પુરી કરવાની હશે. વગેરે વગેરે કહી દુખીયારો બ્રાહ્મણ નિરાશને સ્વાધીન થઇ દેવીના મંદીર ભણી ચાલી નીકળ્યો. અને દેવી હજુર જઇ હાથ જોડી બોલ્યો કે—" ભગવતી ! આપ વર આપવા કૃપાવંત થયાં છો, પણ મારે ત્યાં કુસંપનું બળ વૃદ્ધિ પામેલું હોવાથી આપનો આપેલો આશિર્વાદ કંઈ સાફલ્યતાને પામનાર નથી તો પછી તે વર લઈ હું શું કરૂં ? "

દેવીએ કહ્યું—' ભૂદેવ ? એકવાર ફરીને તું ઘેર જા અને તારી માતા અને સ્રીને સમજાવીને તારી મનકામના સિદ્ધ થવાનો માર્ગ આદર. હું તને એક વર અવશ્ય આપીશ. '

આવું દેવી વચન સાંભળી બ્રાહ્મણ ફરી પોતાને ઘેર ગયો. પણ તેની સઘળી મહેનત વ્યર્થજ ગઇ. કેમકે **સ્રીઓની હઠ પ્રબલ હોય છે.** ભલે તે હઠથી પોતાનું શ્રેય કે અશ્રેય થતું હોય તો પણ તે હઠ છોડતી નથી. જ્યારે સ્રીઓના દુરાગ્રહથી બિચારો બ્રાહ્મણ કેવળ નિરાશ થઈ ગયો એટલે વહીલે મ્હોરે કુટવે લાગ્યો.

ભાગ્યા પગે અને હણાયલા હૃદયે દેવીના મંદીર ભણી પાછો ફર્યો. દૈવયોગે ભાગ્યની પ્રબળતા વડે રસ્તામાં તેને એક ચોબાજીની ભેટ થઇ. એ ચોબાજીએ મ્લાન મુખવાળા બ્રાહ્મણની શરીર ચેષ્ટા ઉપરથી દુઃખી દીલવાળો જાણી તેને તેવી સ્થિતી પ્રાપ્ત થવાનું આગ્રહવડે કારણ પુછયું એથી બ્રાહ્મણે અથેતિ વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળી ચોબાજીએ હસીને કહ્યું કે-' એમાં તે શું મોટી વાત છે કે આટલા બધા અકળાઓ છો. એકવાર તો દેવીએ આપવા અવશ્યપણે કબુલ કર્યું છે. તો તે વર એવી વાકય રચના વડે માગવામાં આવે કે જેથી સર્વ મનકામના પુરી થયા તો પછી તમને કંઇ દુઃખ રહેશે ? ફકત એક વર એજ માગવો કે-માજી ! મારી મા- પૌત્રને સોનાના વાટકામાં દુધ ભાત ખાતાં જુએ એ વર આપો. એમાં તમારી મા દેખતી પણ થશે સ્ત્રીને પુત્ર અને તેને પણ પુત્ર થશે અને સોનાને વાટકે દુધ ભાત ખાવા યોગ્ય પુષ્કળ ધન પણ પ્રાપ્ત થશે. કહો પછી શાની ફિકર રહેશે ? માટે હર્ષ યુકત થઈ દેવી સમક્ષ જલ્દીથી જાઓ અને એ વર માગો. '

આવું સમસ્ત મનકામનાપૂરક અતિ બુધ્ધિપૂર્વક બોલવું સાંભળી બ્રાહ્મણ અતિ પ્રસન્ન થયો અને ચોબાજીને આશીર્વાદ દેતો દેવી સમક્ષ જઇ તેના કહેવા પ્રમાણેજ વરદાન માગ્યું એટલે તેજ વચનાનુસાર દેવીએ વરદાન આપ્યું; પણ દેવીએ પુછયું કે આ પ્રમાણે વર માગવાની યુકિત તને કોણે શીખવાડી તે તો કહે ?

બ્રાહ્મણે ભોળે ભાવથી કહી દીધું કે-'અને એક ચોબાજીએ આ યુકિત મારો સંતાપ સમાવા બતાવી હતી. ' આવું બોલવું સાંભળતાંજ દેવીએ ચોબા કુળવાળાઓને શ્રાપ આપ્યો કે-' તારી જાતિના બ્રાહ્મણની યુકિતથી અને ફેરથી આપદા વ્હોરવી પડી

જેની શાપ દઉં છું કે આજ પછી તમારી જાતીના ચોબાના ઘરમાં લક્ષ્મી નહિ રહેશે, આવો દેવી તરફથી શાપ થવાથી ચોબાઓ યુક્તિબાજ હોવા છતાં અને કમાતાં છતાં પણ નિર્ધનજ રહે છે નહી કે અક્કલહીન હોવાથી નિર્ધન દશા ભોગવે છે, ”

આ પ્રમાણે યુક્તિ યુક્ત ઉત્તર શ્રવણ કરી બાદશાહ બહુજ પ્રસન્ન થયા અને બીરબલની વાક્યચાતુરી સ્વજાત્યાભીમાન અને બુદ્ધિ બળ જોઇ અતિ ધન્યવાદ આપી ઉત્તમ શીરપાવ બક્ષ્યો.

**વાર્તાનો સાર**—તપનો અપુર્વ મહીમા, સ્ત્રીઓની હઠ. લક્ષ્મીની મહત્તા અને બુધ્ધિમાનોના બુધ્ધિબળની વડાઇ પ્રકટ બતાવી રહેલ છે.

---

## વારતા એકતાલીસમી.

### સદ્વિદ્વાનોના વાક્યોમાં વિવિધ ભેદ સમાયલા છે.

એક સમય કોઇ કાર્ય પરત્વે બીરબલનું કાબુલ જવું થયું. હતું. પાટનગરમાં તે નવીન મનુષ્ય આગમન જાણી તેની ચર્ચા જોવા કેટલાક રાજપુરૂષો તેની પાછળ થયા અને તેની ચાલચલણુથી તેઓને એવું ભાસ્યું કે આ કોઇ અન્ય રાજાનો જાસુસ છે ને આપણા રાજ્યની ચર્ચા જોવા કિંવા છુપા ભેદ જાણવા આવ્યો છે, રાજપુરૂષોએ આ વાતની પાદશાહને ખબર આપી એટલે તો તેને પોતાની હજુર પકડી મંગાવવાનો હુકમ કર્યો અને હુકમ થતાંજ રાજ્યપુરૂષોએ બીરબલને તરત પકડી લઇ પોતાના બાદશાહ અગાડી ખડો કર્યો.

બાદશાહે તેનું નામ ઠામ ગામ કામ પુછ્યું તો તેથી જણાયું કે, આ તો કોઇ જાત્રાવાસી છે પુન: બાદશાહે પુછ્યું કે,

"દેશોદેશ ફરનારા છો, તો કહો કે મારા સરખો બીજો કોઇપણ રતિવંત બાદશાહ જોવામાં આવ્યો છે. ?"

આવો પ્રશ્ન થતાં બીરબલ જાણી ગયો કે—આ બાદશાહ આત્મસ્તુતિનો ભુખ્યો છે. એથી અને નિંદાસ્તુતિરૂપે આનંદ આપી બદલામાંથી ઝટ મુક્ત થઇ સ્વકાર્યમાં ગુંથાવું યોગ્ય છે, એમ વિચારી બીરબલે કહ્યું—"ખુદાવિંદ ! આપ તો પુનમના પુર્ણ ચંદ્ર સમાન છો. આપની સમાન કોણ હોય ? સકળ કળા સંપન્ન તેજોમય છો.

આ પ્રમાણે પોતાની સ્તુતિ સાંભળી કાબુલના શાહે બહુજ પ્રસન્ન થઇ ફરી પુછ્યું કે "જો હું પુનમનો ચંદ્ર છું તો તમારા બાદશાહ કોના સરખા છે ?"

બીરબલે પુનઃ તેવાજ પ્રકારે ઉત્તર આપ્યો કે—" મારો બાદશાહ તો ફક્ત બીજના ચંદ્રમા સરખો નહાનો છે અને આપ તો પુર્ણ ચંદ્ર સમાન મોટા છો, એથી આપની બરાબરીમાં તેમની ગણના થવી સંભવેજ નહિ !"

આવું બોલવું સાંભળતાંજ કાબુલનો શાહ અનહદ ખુશી થયો અને બીરબલને બંદોબસ્તીથી મુક્ત કરી અત્યુત્તમ આદરસહ બેસાડી તેને અમુલ્ય વસ્ત્રાભુષણ બક્ષ્યાં, સભા વિસર્જન થતા બીરબલે વિદાયગીરી માગી પોતાના કાર્યમાં ગુંથાયો અને કાર્ય પુર્ણ થતાં પોતાના દીલ્હી શહેર ભણી વિદાય થયો.

જ્યારે બીરબલ દીલ્હી જઇ પહોંચ્યો ત્યારે પોતાના ઘરમાં પ્રિયજનો આગાડી કાબુલની મુસાફરીની હકીકત કહી સંભળાવી તેમાં કાબુલના બાદશાહ સાથે જે વાતચીત થઇ તે પણ કહેવામાં આવી આ પ્રસંગે ઘરના હજુરી નોકર ચાકરો પણ હાજર હો-

વાથી તેઓને પણ એ વાર્તા સાંભળવાનો લાભ મળ્યો હતો. એ નોકર ચાકરોએ પોતાનાં અન્નદાતાની પ્રસંશાભરી વાર્તા પોતાના મીત્રો આગાડી કહી અને તેઓ દ્વારા બીરબલના પ્રતિસ્પર્ધીઓના કાને પણ તે વાત જઇ પહોંચી. એટલે તો તેઓએ બીરબલની માન હાનિનો માર્ગ ખોળી કહાડયો કે—" પોતાના શહેનશાહને બીજના ચંદ્રમા સરખો ન્હાનો અને બીજા શાહને પુનેમના ચંદ્રમા સરખો મોટો વખાણ્યો, એ કેટલી બધી સ્વાર્થ લંપટતા-નીચતા છે ? શું વિદેશમાં પોતાના ધણીની ન્યુનતા બતાવવી ધટીત છે ? ચાહે તો શીર જાય તોપણ શું; પરંતુ જેનું લુણ ખાધુ હોય તેની બીજાના ડરથી હલકાઈ ગણાવવી ! ધિક્કાર છે એની ચાતુરીને, જીવિતને કે જેણે પોતાના બચાવની ખાતર પર રાજાની પ્રસંશા અને સ્વરાજાની લઘુતા કરી બતાવી ? ઠીક છે. આ વાત જ્યારે શહેનશાહ સાંભળસે ત્યારે એના પ્રત્યે કેવી તિરસ્કારની નજરથી જોશે ? અને આપણે આ વાત ખાસ નામદારના કાને પહોંચાડવી ઘટે છે, કેમકે એવા સ્વાર્થલંપટ નિમકહરામીથી તેઓ પોતાની મમતા સંકેલી લે. " વગેરે વગેરે સ્વાર્થ સાધક વિચારો ગોઠવી બીરબલના માનભંગ માટે ઉદ્યમ આદર્યો

ખળ પુરૂષોનો એજ ધર્મ છે કે-વિના સ્વાર્થે પરજનને સ્વાર્થ નાશ કરવા તત્પર રહે છે. પરહિતરૂપી તેને દીપીત કરવ આખીરૂપ ખળ પોતાના પ્રાણની પણ પરવાહ ન રાખતાં તેમ ઝીંપલાવી દે છે. પરસંપદાને નિહાળી જવાસાની પેઠે સુકાઇ જાય છે. પરની ઉન્નતિ રૂપ ખેતીનો નાશ કરવા ખળો હીમ રૂ બન્યા રહે છે, સદા છીદ્રોજ ખોળ્યા કરે છે, જે દીવસે પોતાન હાથથી અન્યની હાન થઈ હોય તે દિવસે ધન્ય માને છે. અ

લખમાં કોઇ પ્રકારે પણ કોઇનું ખરાબ થાય એજ જેનું કૃત્ય છે, અને પોતાનાથી કોઇનું અનિષ્ટ ન થયું હોય તો પોતાના જીવનને નિરર્થક ગણે છે.

બીરબલના વિપક્ષી ખળ પુરૂષોએ બીરબલનું માન ભંગ થવા કાબુલના શાહ સાથે જે વાત થઇ હતી તે વાત સમય લાગતાં અકબરશાહને કાને પહોંચાડી દીધી, અકબરશાહ તો બીજના ચંદ્ર અને પુનેમના ચંદ્રની ઉપમા આપવાનું ગર્ભિત કારણ પુર્ણ પ્રકારે જાણી ચુકયો હતો, પણ તે દ્વેષી મંડળીને લજ્જિત કરવા એ વાતને નિંદારૂપ બતાવી ધ્યાનમાં રાખી બીજે દિવસે મોટો દરબાર ભરવાનો હુકમ કર્યો, જેથી દ્વેષીઓએ જાણ્યું કે-' હવે બેડો પાર થશે ટાઢે પાણીએ ખસ જશે બોડી બિલાડીની પેઠે. વખતોવખત અપશુકન થઇ નડયાં કરતો હતો તે સ્હેજમાં આથો ટળશે. ' વગેરે વગેરે વિચારોને આગળ વધાર્યા.

બીજે દિવસે નિર્માણ કરેલા સમયપર સભા મધ્યના સિંહાસનપર શેનશાહ આરૂઢ થયા અને બીરબલની ચાતુર્યતા અને દ્વેષીઓની મુર્ખતા બતાવવા કાબુલના શાહ સમીપ બાજુથી નિંદાસ્તુતિ વચન કહ્યાં હતાં તે વાત છંછેડવાના વિચારમાં હતા; પરંતુ પ્રથમ અત્યાવશ્યકતાવાળાં કામો તરફ લક્ષ આપી તેઓનો નિર્ણય કર્યો અને તે સમાપ્ત થતાં સભાસદ મંડળ સમક્ષ બીરબલને પુછયું કે-" કવિરાય ! કાબુલમાં જવા પછી શું શું હકીકત બની તે સવિસ્તર નિવેદન કરો. "

બીરબલે હુકમ થતાંજ કાબુલમાં બનેલો વૃત્તાંત આદ્યોપાંન્ત કહી સંભળાવ્યો, જ્યારે કાબુલના શાહને પુનેમનો ચંદ્રમા ઠરાવ્યો અને દીલ્હીપતીને બીજનો ચંદ્ર ઠરાવ્યો એ વાત આવી એટલે બાદશાહે એ ઉપમા આપવાનું કારણ પુછ્યું, એટલે બીરબલે

તુરત જવાબ આપ્યો કે—" જહાંપનાહ ! કાબુલનો શાહ આત્મ સ્તુતી સાંભળવામાં મુસ્તાક હતો એટલુંજ નહી પણ બીજાઓની લઘુતા અને પોતાનીજ પ્રભુતા ભર્યું વર્ણન સાંભળવા આતુર હતો; પણ મારે તો મારા અન્નદાતાનીજ પ્રદર્શિત કરવી યોગ્ય હતી; તોપણ તે ખુલ્લી રીતે નહી પણ યુક્તિવડે કાબુલના શાહની ઉપરથી પ્રસંશા અને અંદરખાને નીંદા વર્ણન કરવી દુરસ્ત ધારી મેં તેમને પુર્ણ ચંદ્રની અને આપની બાલચંદ્રની ઉપમાં આપી, તેનું મુખ્ય કારણ તો એજ હતું કે પુર્ણિમાનો ચંદ્ર ચાહે તેટલો પુર્ણ અને તેજસ્વી હોય તદપી તેને કોઈ માનતું નથી કે વંદના કરતું નથી. કેમકે તે ક્ષય રોગની સીમાંએ પહોંચેલો છે અર્થાત દિનપ્રતિદિન તે ઘટતો જવાનો છે એથી અવદનીય છે અને ગ્રહણની ઉપાધીવાળો છે. પણ બીજનો ચંદ્ર. મા દિનપ્રાતદિન વૃધ્ધિ પામનારો ગ્રહણની ઉપાધીથી મુક્ત, વક્ર છતાં શિવજીના ભાલને શોભાવનારો જગવન્દ્ય છે. તેમજ હિંદુઓને અને મહોમેદનોને હર્ષનાદ છે, હિંદુઓને માસની સમાપ્તિ અને મુસલમાનોને માસની શરૂઆત પ્રદર્શિત કરનારો. પગારદારોને પગાર સંપાદન કરનારો અને પોતાના દર્શનની ચાહ વધારનાર લોકપ્રિય છે. હિંદુઓ તે દિવસને શુભ માની શુભ કાર્યના પ્રારંભમાં લે છે. મતલબ પૂર્ણચંદ્ર દોષ અને ભયથી મુક્ત છે અને બીજનો બાલચંદ્ર દોષ તથા ભયથી મુક્ત છે, તેમજ વક્ર અને લઘુ છતાં સર્વમાન્ય છે અને પૂર્ણમાનો પૂર્ણ ચંદ્ર છતાં અપુવદ્ય છે હવે કાબુલના શાહે પૂર્ણ ચંદ્ર અને આપને બાલચંદ્ર કહ્યા તે વિષયમાં કોની સ્તુતિ અને હાસ્ય થયું તેનો નિર્ણય આપ હસ્તકજ સુપરદ કરું છું. "

આ પ્રમાણે બોલી બીરબલે મૌન ધારણ કર્યું. બીરબલે પોતાના અન્નદાતાની સ્તુતિ અને કાબુલના શાહની નિંદા પ્રદર્શિત કરનારી જે ખરી ખુબી લડાવી. તે શ્રવણ કરી બાદશાહ અને; સમસ્ત સભાગણો દીંગ થઇ ગયા તેની બુદ્ધિ કૌશલ્યતાની અતિ અનંતાનંત ધન્યવાદ આપવા લાગ્યા. બીરબલે પ્રદેશોમાં સપડાયા છતાં પણ પોતાનું નિમકહલાલી પણું ન તજતાં પોતાના સ્વામીની ઉત્કર્ષતા જાહેર કરી એ ઉત્તમ ગુણથી રંજન થઇ બાદશાહે તેને એક ગામ બક્ષ્યું અને તેના માન અકરામમાં વધારો કરી દ્વીપમંડળને લજ્જિજ્વ કરી દીધું.

**વાર્તાનો સાર—**(૨) જેનું લુણ ખાઇએ તેની વિદેશમાં વિપત્તિ આવી પડે તરફી વડાઇ વખાણી પોતાનું નિમકહલાલીપણું સિધ્ધ કરી બતાવવું ઘટે છે. (૨) જે આત્મસ્તુતિ સાંભળવા અગર અન્ય લઘુતા સાંભળવા આતુર થવું નહિ અને તે તરફ ખુશાલી પણ બતાવવી નહિ, (૩) મુર્ખ અને વિદ્વ સંતોષિ પુરૂષો વાક્યના ગુપ્ત રહસ્યને જાણ્યા શિવાય ડહાપણ ડોહોળે છે એથી આખર અપયશ ભાજન બને છે માટે વાક્યના રહસ્યને પુર્ણ-પણે પુર્વાપરના વિચર સંબંધ સાથે મુકાબલો કરી પછી તે ઉપર ઘટતો ખ્યાલ બાંધી ઉપયોગ કરવો, નહિ તે ઉપલટીયા વીચાર સદ ઉત્તર આપવા સારો નઠારો ખ્યાલ ઉત્પન્ન કરવા આગળ પડી મુર્ખ શેખર બનવું (૪) કદરદાન ભુપાળો પોતાના વિશ્વાસુ સલાહકાર કે મિત્ર સંબંધની વિરૂદ્ધ વાર્તા સાંભળી કાચા કાનના ન થતાં મુખ્ય તાત્પર્ય તરફ ધ્યાન આપી તેની કદર બુઝે છે અને વિઘ્ન સંતોષિઓને પોતાના બોલ્યા માટેનો પશ્ચાતાપ કરવાનો સમય સાનુકુળ કરી આપે છે કે જેથી આનંદ તેવા કાર્ય માટે

તેઓ ઉતાવળા થઇ ચાંપતાં પગલાં ભરે નહિ. (૫) સંકટમાં સપડાતાં કદાચ આપણા ઇષ્ટની અવગણના કરાવવા કોઇ સત્તાધારી તરફથી ફરજ પાડવાનો વખત આવી લાગે તો એવી સરસ ખુબીથી ઉત્તર આપવો કે જેમાં ફરજ પાડનારા પણ તે ઉત્તરથી પ્રસન્ન થાય અને પોતાના ઇષ્ટની વિશેષ પ્રશંસા તથા ફરજ પાડનારી ન્યુનતા પણ પ્રદર્શિત થઇ જાય. મતલબમાં એવી વાક્યચાતુરી વાપરી ઉત્તર આપવો કે જેથી ઘટતી રીતે બન્ને પક્ષ પ્રસન્ન થાય અને પોતે સંકટથી મુક્ત થઇ ઇચ્છિત સિધ્ધિને પામે.

---

## વારતા બેતાલીશમી.

### ન્યાય આપવામાં બારીક તપાસની અવશ્યક્તા છે?

એક દિવસ એક સ્ત્રીએ દરબારમાં આવી એક ફરીયાદ કરી કે, અમુક મનુષ્યે મારા પર બળાત્કાર ગુજાર્યો. બીરબલે તે ફરીયાદ સાંભળી તહોમતદારને બોલાવી મંગાવ્યો અને તેની જુબાની લીધી તો તેમાં જણાવ્યું કે. “ ગરીબપરવર ! આ બાઇ તદ્દન જુઠું બોલે છે. મારે આ બાઇ સાથે કોઇ પ્રકારનો પણ સંબંધ નથી તેમ હું એને ઓળખતો પણ નથી એ બાઇ કોણ છે. ભલે એ મને બદનામી આપવા ધારતી હશે, પણ હજુર આ વાત એના સિવાય કોઇ પણ મારા માટે માની શકે તેમ પણ નથી.

બીરબલે કહ્યું, “ તમારૂં કહેવું ઠીક છે, પણ નાહક કોઇ ભળે પડે ખરૂ ? અને આવી ખાનગી વાતમાં શાક્ષી કે દર્શનિક પુરાવો પણ હોતો નથી. તમારા બંનેની વાત સાંભળવા ઉપરથી એટલું તો સાબેત થાય છે કે તમોએ આ સ્ત્રી ઉપર બળાત્કાર

તો જરૂર ગુન્હયો છે, માટે જો દરેક વાતોપર ધ્યાન આપવામાં આવે તો તમોને તે દંડ આપવો પણ બહુ ભારે પડે તેમ છે જેથી રહમ દિલ રાખી ફરમાવવામાં આવે છે કે ફક્ત પાંચ રૂપિયા દંડ કરવામાં આવે છે તે આ સ્ત્રીને આપી દો."

આવો હુકમ થતાં બિચારો નિર્દોષ છતાં પણ રાજ હુકમ અગાડી લાચાર હતો; કેમકે તેનું ત્યાં શું જોર ચાલે તેમ હતું એથી તરત પાંચ રૂપિયા સ્ત્રીને આપી દીધા. બીરબલે તે સ્ત્રીને વિદાય કરી દીધી ' થોડી વાર પછી પેલા પુરૂષને બીરબલે હુકમ કર્યો કે—" જે સ્ત્રીને પાંચ રૂપિયા આપેલા છે તેના હાથમાંથી ગમે તે પ્રકારે બળજોરી વાપરીને પણ પાછા પડાવી લાવો. આ કામમાં ગમે તેટલો શ્રમ પડે તોપણ હરકત નહિ પરન્તુ તેના હાથમાંથી રૂપિયા પડાવી લેવા રૂપિયા લઇને તેને જવા દેવી નહી.

આ પ્રકારનો હુકમ થતા તે પુરૂષ પેલી સ્ત્રીના પછાડી ગયો અને પેલા આપેલા પાંચ રૂપિયા પાછા આપવાની માંગણી કરી, પણ એ તેણીએ પાછા આપવા સાફ ના કહી, એટલે તો તે પુરૂષે બળજોરી વડે રૂપિયા પડાવી લેવાનો ઉદ્યમ આદર્યો; છતાં પણ સ્ત્રીના હાથમાંથી રૂપિયા પોતાને કબજે કરી શકયો નહી. સ્ત્રી તો ઉલટી અને પકડી પાછી બીરબલ હજુર આવી પહોંચી અને કહેવા લાગી કે ' "સાહેબ ! આપે જે રૂપિયા અપાવ્યા છે તે પાછા પડાવી લેવા આ તોફાન મચાવે છે."

બીરબલે કહ્યું રૂપિયા તેં એને આપી દીધા કે હજી તારી પાસેજ છે;"

સ્ત્રી બોલી—એણે તો રૂપિઆ પડાવી લેવા બહુએ બાઝા-બાઝી કરી; પરંતુ તેની શું મગદુર છે કે મારી પાસેથી રૂપીઆ

પડાવી લઇ જાય, શું હું એના કરતાં પણ નિર્બળ છું કે એને એ રૂપિઆ દઈ દઉં ?

બીરબલે તરત કહ્યું કે—"જ્યારે આ મનુષ્યની મગદુર નથી કે તમારી પાસે રૂપિયા પડાવી લઈ શકે, તો તમારાજ બોલવાથી સાબેત થાય છે કે એ બળાત્કાર ગુજારી ઇજ્જત લુંટે એટલી એની મગદુર હોયજ ક્યાંથી ! માટે તું જુઠી છે. નાહક એની આબરૂપર હુમલો કરવાજ આ ગળે પડવાનો માર્ગ આદર્યો છે. રૂપિયા પાછા એને દઈ દે. આ ગુન્હેગાર નથી. પણ તું ગુન્હેગાર છે માટે શિક્ષાને પાત્ર છું."

એટલું બોલી રાજ સેવકોને હુકમ કર્યો કે—"આને પચાસ જોરબંધ મારો કે જેથી આયદે આવું કામ ન કરે."

હુકમ થતાંજ જોરબંધ પડવા માંડ્યા. માર ચઉદમું રત્ન છે. માર અમાડી દેવો પણ ત્રાસ પામી નાશ ભાગ કરવા લાગે છે અને ભલભલા મર્દોને નમાવી દે છે. તો તે માર બીચારી બેરી શું સાંખી શકે ? તરત સાચી વાત કબુલ કરી કે—"મેં નાહક એની આબરૂ ખરાબ કરવા આ રસ્તો લીધો હતો માટે હવે મારી કસુર માફ કરો. હું આપની ગાય છું. દીન અબળા છું, હવે કોઇ દિવસ આવો ધંધો નહિજ કરૂં, બસ આટલી વખત ગુન્હો માફ કરો,"

આ પ્રમાણે કરૂણાજનક વચન સાંભળી જોરબંધનો માર બંધ પડાવી તેને ઘટતી દંડની સજા કરી વિદાય કરી.

**વાર્તાનો સાર**—બદમાસ ઓરતોની રીતભાત અને બારીક તપાસ ભર્યો મનસાફ પ્રગટ કરનારો છે, (હાલના બ્રીટીશ રાજ્યમાં માત્ર પુરાવા પરજ આધાર હોવાથી આવી બારીક તપાસ થતી નથી એથી કેટલીક વખતે નીરપરાધિ અપરાધી ઠરી શીક્ષાને

પાત્ર થાય છે, પણ જો પુરાવા શિવાય બારીકથી તપાસ કરવામાં આવતો હોય તો બેસક નેક ન્યાયને વિશેષ શોભા આપનાર થઇ પડે અને અમલ ન્યાયથી અચળ અમલ પ્રતાપે આશા છે કે અમારી માયાળુ નેકન્યાયી ગવર્નમેન્ટ તે તરફ અવશ્ય લક્ષ આપશેજ !

## વાર્તા ત્રેતાલીશમી.

### અતિલોભ એજ પાપનું મુળ છે.

એક સમયની એવી વાત છે કે--દિલ્લી શહેરમાં એક મખીચુસ વસતો હતો. કે જે પુષ્કળ ધનવાન છતાં પણ પેટને પીડા આપનારો હતો. 'ચમડી તુટે પણ દમડી ન છુટે' એ કહેવતને તેણે સાચી પાડી હતી. પોતે તો પાઇ વાપરે તેવો ન હતો પણ જો કોઈ બીજાને કંઇ ખર્ચ કરતા કે દાન દેતો જોતો તો તેનું સવાશેર લોહી બળી જતું હતું. એ વિશયમાં કોઈ કવિયે કહ્યું છે કે-કોઈ કંજુસની સ્ત્રી પોતાના પતીને પુછવા લાગી કે-**સુમની પુછે સુમસે, કયું હૈ મુંહ મલીન? કહાં ગાંઠસે ગીર પર્યે કે કાહુકું દીન?** સુમે ઉત્તર આપ્યો કે--**ન કછુ ગાંઠસેગીરપર્યે, ન કછુ કાહુકોં દીન; દેતાં દેખ્યો ઔર કાં, તાતેં મુંહ મલીન.**

**કવિ ગંગનું પણ કંજુસ વિશે કથન છે કે—છપ્પો.**

સુમ કવિત સાંભળી, શીશી પટકાયાને રોયા;
આવત દીઠા ભાટ, ભગંદર ધરમે સોયા;
કામની પુછે કંત કહા હ પીર તુમ્હારે;
હલવે બોલ ગેંવાર, ભાટ ઉભા છે બારે;
બાપે દીધ દાદે ન દીધ, હમ ન દીધ સુપને.
કવી ગંગ કહે સુણુ ઠકરા, સુમ કવિત કૈસે સુને ?

શ્રીપતે તો કંજુસ માટે આવું કહ્યું છે કે, (મનહર)
સુમ કહે પતનીસે સુપનેકી બાત અકે કહાની કહું હારોથો ચાં-
દીસે ખરોથો જોર જોર કે કરોથો ગાડકે તીમે ધરોથો ઇર
હાથસેં નીકલોથો; કહે શ્રીપત કવી અયોઇ તાહીક સમેં થવી ત-
નકે સમે થવી તનકે સુનવેગે એસો અનુસારોથો, હોતો કુલ દાધ
બડે જેહનકો ભાગએરી ન પરતો એરી રૂપયો દેદી રાયા.

આ બધા લક્ષણોથી સંપય કંજુસ હતો, તેણે અપાર ધન
દોલત એકઠી કરી હતી; કેમકે આવક અપાર હતી અને જાવકમાં
નહીં જેવું ખર્ચ હતું **કરકસર એ લક્ષ્મીવાન થવામાં માતા
તુલ્ય મદદ આપે છે,** પરંતુ તેની પણ મર્યાદા હોવી જોઇએ
અલલ ફલલ ઉડાઉ ખર્ચ ન રાખવું પણ સંપતિ અને વૈભવ
પ્રમાણે ખર્ચ ન રાખતાં માત્ર દાંમડાના પુજક થઇ પેટને પણ
વાયદો દેવો એ શું યોગ્ય છે? શાસ્ત્રકારોએ કહ્યું છે કે લક્ષ્મીની
ત્રણજ અવસ્થા છે. તે એ કે ખાનપાન એશઆરામમાં વપરાય
કે દાન દેવામાં વપરાય. પણ જો એ બે પ્રકારે ઉપયોગમાં ન
લે તો છેવટ ત્રીજી અવસ્થા એ થાય છે કે નાશ થઇ જાય છે.
એટલે કે ચોર, ઠગ કે રાજા લુટી ઠગી જાય કીંવા કોઈ રકમ
ખાલી ઓળવી જાય કે જેગ અગ્નીના કોપથી નાશ પામી જાય
છે, ત્યારે આ કંજુસના દાદાની દોલતની ત્રણ અવસ્થા પૈકી
કઇ અવસ્થા થઇ? ત્રીજી અવસ્થા નાશ થઇ ગઇ. તે એવી રીતે
કે એક દિવસે અર્ધરાત્રીના સમય ઓચિંતી જવાળામુખી-અગ્નીએ
પધરામણી કરી, જેથી ક્ષણવારમાં જોત જોતામાં તમામ જગોનો
પોતાના સ્વરૂપમય બનાવી દીધી. એ જોઇ કંજુસ હાય વોય ક-
રતો રડતો છાતી કુટતો જાન બચાવી પ્હેર્યે કપડે ઘરમાંથી પોત-
તાની સ્ત્રી બાળ બચ્ચાંને આગળ કરી બહાર આવી પહોંચ્યો.

રડ્યું ખપ્યું અને દાટ્યું કર્યું જ્યાંનું ત્યાં પડ્યું રહ્યું. પોતે ખાધું નહી ને બીજાને ખાવા દીધું નહી, એની જેવટે મધમાખીની પેઠે સંગ્રહ કરેલા મધનો નાશ થતાં માથું કુટી હાથ ઘસવા જેવો ઘાટ થઇ પડ્યો. જે એક દમડીનો નાશ થતાં જોતો તો તેનો જાન બળી જતો હતો તે અત્યારે સર્વસ્વ બળાતું જોઈ રહ્યો હશે તેની કેવી દશા થઈ પડી હશે તેનું વર્ણન કરવું પણ અશક્ય છે. તે તો બીચારો તદન હૈયાભંગ થઇ ગયો હતો; કેમકે તેનું જીવજીવન જે ધન તે સમુળગું નાશ થતું હતું, પણ કરે શું? નિરૂપાય હતો જો ધનને બચાવવા જાય તો પોતે અગ્નિનું ભોજન થઇ પડે તેમ હતું. માત્ર એટલુંજ આજીજી સહિત જેના તેના મ્હોં સામું જોઇ કહેતો હતો કે—"ભાઇ જો કોઈ પ્રભુને વાસ્તે દયા લાવો તો ફકત પેલા ઓરડામાં પડેલી એક નાની પેટી છે તે જો કોઇબચાવી આપે તો તે જે માગે તે આપું."

જો કે આ પ્રમાણે તે બોલતો હતો, પણ તેના દેદાર અને દેખાવપરથી આની પાસે અનર્ગળ ધન હશે એવો કોઇને ભરોસોજ આવતો ન હતો; કેમકે કોય દીવસ તેને સારૂં કપડું પ્હેરતાં કે કોઈ વખતે સારૂ ભોજન ખરીદતાં પણ જોયો ન હતો. જોતાંજ તે દારિદ્રયનો મોટો બાંધવ દેખતો હતો, તેમ તેનું ઘર પણ પુરાણું ને પડવાની હાલતવાળું હતું એથી આ ખરે છે એમજ ભાસતું હતું, પરંતુ વારંવાર તે કંજુસનું ઉપર પ્રમાણે બોલવું થતું હોવાથી એક જણે કહ્યું કે—"તમારી પાસે કેટલું ધન છે? કંજુસે જવાબ આંપ્યો કે "મારી પાસે લગભગ બે ક્રોડની ફકત સોના ઝવ્હેરાત વગેરેની મતા છે, તે હું જે કહું છું તે પેટીમાંજ છે, માટે જો તે બચાવી આપો તો તમે જે કહો તે પ્રમાણે તમોને ખુશી કરીશ."

લવારે કહ્યું—" મોતની નિશાની નજરે પડતાં છતાં પ
જે પેટી બચાવું તો તેમાંથી જે નીકળશે તે પૈકી મને પસ
પડશે તે તમને આપીશ.

કંજુસે જાણ્યું—" લઇ લઇને કદાચ અડધું તે લઇ જ
અને અડધું મને આપશે ભલા, જ્યાં બધું જાય છે ત્યાં અડ
હાથ લાગે તેપણ શું ખોટું છે? બળતામાંથી જે બચ્યું તે ખ
વધારે ડહાપણ ડોહોળવા રહીશ તો સુડીમાં પણ ગુમાવી બેસી
આ પ્રમાણે વિચારી તેણે લવારના કહેવા પ્રમાણે હા કહી.
લવાર પણ પૈસાની લાલચે પ્રાણની પણ પરવાહ ન રાખ
લાગેલી લાહ્યવાળા ઘરમાં પેઠો અને કંજુસે બતાવેલા ઓરડા
પેસી પેલી નિશાનીવાળી પેટી ઝટ હાથ કરી તરત બહાર ની
ળી આવ્યો, કહેવત છે કે આયુષ્ય બળવાન હોય તો આ
આદી પ્રાણનાશક સ્થળમાંથી પણ ભલી રીતે બચી જવા પા
છે. જ્યારે તે લવાર પેટી લઈ કંજુસની પાસે આવ્યો અને પે
ઉઘાડી જોયું તો કંજુસના કહેવા પ્રમાણે બે કરોડનો માલ દી
જેના જોવાથી ત્યાગી મુનિવરોનું પણ મન ચળે છે તો ધન
જોવાથી બીચારા લવારનું મન ચળે એમાં તો આશ્ચર્યજ
હતું ? લવારે વિચાર્યું કે—" અમુક આટલો માલ આપવો એ
તો કરાર કર્યો નથી તો પછી આ જીવ સાટે ઉગારી કહાડે
પેટીમાંનું ધન શું એને આપી દેવું ?' અને જે, પસંદ પડ
તે દઇશ' માટે આ પેટી મને પસંદ પડવાથી તને આપું
એમ કહું તો તેમાં કોણ રોકે તેમ છે ? હું બળી મુઓ હોત
મારા મા બાપનો જાત, એમાં એનું શું જાય તેમ હતું. આ
કોરાણે મુકી મેં કામ કર્યું છે તો તે માલ પણ હુંજ ખાઇ

**ખોદે ઉંદર અને ભોગવે ભુજંગ** એ પ્રમાણે એણે એકઠું કર્યું, પણ ભોગવનાર હું ભાગ્યશાળી હોવાથી એના **હાથથી** એક દમડી પણ વીખરાઇ નહીં એ **પરથી** સિધ્ધ થાય છે કે આ ધન મારા નસીબનુંજ છે ફરી ફરીને આવો લાગ કયાં મળનાર હતો ઉંચો નીચો પગ પડયા વિના કોણ પૈસાદાર થયો છે ? અને આમાં કયાં ચોરી કે ઠગાઈ કરવાની છે, મહેનત કરી માલ મેળવ્યો છે, કંઇ દયાદાન કોઇએ કરેલ **નથી.** જુઠ પ્રપંચ વગેરેનો એક વખત જો ભવની ભાવઠ ભાગતી હોય તો ઉપયોગ કરવામાં વિશેષ પાપ નથી અને કદાચ હશે તો તે ખેરાદ કરી પાપને ધોઇ નાખીશ પણ આ માલ તો આપવો નથીજ.” એમ વિચારી પેટીમાંનો માલ ઠેલવી લઇ ખાલી પેટી શેઠને આપવા માંડી. એ જોઈ શેઠ બોલ્યો કે:—

“ભાઇ ! **આમ આખું કોહોળું તે શાકમાં જાય ખરૂં** ? જો તમોએ જાનના જોખમ સાટે માલ બચાવ્યો છે તો અડધો તમે લ્યો **અને** અડધો મને આપો, પણ આમ છેક અન્યાય કરો એ તો તદન ગેરવ્યાજબીજ ગણાય માટે એમ ન કરતાં અડધો માલ મને આપી તમો **ખુશીથી** અડધો માલ ઘેર લઇ જઇ મન ચાહે તેમ તેનો ઉપયોગ કરો જ્યારે મને ખાલી ખોખુંજ આપો છો ત્યારે તો એ માલ બચાવ્યો તોય શું અને નાશ પામ્યો હોય તોય શું ? મારે મન તો એ બે વાતો આ પ્રકારથી સમાનજ છે. જરા વિચાર કરો કે જે દમડી માટે અચડી ખરાબ કરાવે એવો જે હું બખીલ તે પણ વચને પળી અડધો ભાગ આપવા તૈયાર છું, અને તમે બોલ્યો બોલ પળતા નથી એ કેટલી બધી ખેદભરી વાર્તા છે. **આમ જીવતી આખી**

**તો નહિ ગળાય.** માટે જે ધ્યાનમાં આવે તે લઇ બાકીનો હીસ્સો મને સુંપરદ કરી દે."

આ પ્રમાણે ઘણી ઘણી વાતો કહી, પણ લવારી તો **સો તારી રામ દુહાઇ પણ એક મારૂં** ઉંહું. એજ પ્રમાણે બોલતાં તેઓ બન્ને વચ્ચે પુષ્કળ લઢવાડ થઇ પણ તેથી કંજુસની કશી ધારણા પાર પડી નહિ એટલે લાચાર થઇ કંજુસે ન્યાય મંદીરનું શરણુ સ્વીકાર્યું. બાદશાહ અગાડી આદ્યાપાન્ત હકીકત રોશન કરી એ ધ્યાનમાં લઇ તેનો યોગ્ય નિર્ણય કરવા બીરબલને કેસ સોંપ્યો.

બીરબલે બન્નેની જુબાની લઇ લીધી અને પરસ્પર થયેલો કરાર પણ બન્નેના હસ્તાક્ષરથી લખાવી લીધો. તે પછી બીરબલે પુછ્યું કે–આજે તમો બન્નેએ જે કરાર લખેલ છે તે તમોને કબુલ છે?" બન્ને બોલ્યા–"જી હા. આમારે અમારૂં લખેલું કબુલ છે." બીરબલે લવારને પુછ્યું કે––"તમને આ પેટી અને માલ એ બેમાંથી શું પસંદ પડે છે?" લવારે કહ્યું–– "જી હજુર ! મને માલ પસંદ પડે છે. બીરબલે કહ્યું જો માલ પસંદ પડતો હોય તો એ માલ આ માલધણીને આપી તમો પેટીનું ખોખું લઇ ચાલતા થઇ જાઓ કેમકે તમારા પોતાનોજ કરાર છે કે જે મને પસંદ પડશે તે તને આપીશ. તો તમને માલ પસંદ પડેલ છે માટે માલ આપી દો પેટી તો તમને પસંદ પડેલ નથી માટે તમો લઇ જાઓ. હવે ચાં કે ચું કરવાની કશી જરૂરતજ નથી. કરાર પ્રમાણે ન પળવું હોય તો કોરટને નાહક તસ્દી આપી કંટાળો આપ્યો અને ન્યાયનું અપમાન કર્યું એમ માની તમોને યોગ્ય શિક્ષા ફરમાવવામાં આવશે. કહો, હવે કયો માર્ગ લેવા ઇચ્છો છો?"

આ પ્રમાણે કઠોર કાયદો અમલમાં આવતો જાણી લવાર; મુંગે મ્હોડે તમામ માલ સુંપરદા કરી રસ્તો માપી ગયો, કેમકે **બેટી કપાસ ખાવા જતાં ગાંઠની ઉન પણ ગુમાવી બેસે** તેવો ઘાટ થઇ પડયો એટલે કરે શું ? પોતાના **વચનથીજ** પોતે બંધાઇ ગયો હતો ત્યાં પછી અન્ય ઉપાય શું રહ્યો ? લવારના ગયા પછી તમામ મીલકત કંજુસને હવાલે કરી તેને સંતોષ આપ્યો.

**સાર**—(૧) ધનવાન પોતાની પાસેના ધનનો ખાવા પીવા, પહેરવા ઓઢવા વગેરેમાં કે દાન દેવામાં ઉપયોગ ન કરે તો તેની લક્ષ્મી છેવટ નાશ પામે છે માટે જે કંઇ ધન મળ્યું હોય તો પોતાની શક્તિ અનુસાર પોતાના ને પરના ઉપયોગમાં સુકૃત્ય કરવાં કે જેથી આ ભવને પરભવ આનંદ થાય છે. (૨) અતિ લોભ કરવા જતાં સમુળગો લાભ હાથથી સટકી જાય છે, માટે આવતો કે મળતો લાભ જે નાખે તે પાછળથી બહુ પસ્તાય છે. (૩) મનુષ્યને બુદ્ધિબળવડે તેના બોલેથીજ બાંધી લેવો કે જેથી એક શબ્દ પણ ઉચ્ચારી શકે નહિ અને તેનાજ બોલેથી તેને ઘટતો ઇન્સાફ મળે એવું બુદ્ધિબળ વાપરવું.

